# હિંદુઓમાં દ્વિજના સોળ સંસ્કાર

# વિધિ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

રાવસાહેબ મયારામ શંભુનાથ.

પેન્શનર ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.

ઉત્તર ભાગ.

(સુરત ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસમાં હોરમસજી જમશેદજીએ છાપ્યું.)

સંવત ૧૯૫૦. સને ૧૮૯૪.

સને ૧૮૬૭ના ૨૫ મા આક્ટ પ્રમાણે રજીસ્ટર કરાવી

સર્વ હક્ક સ્વાધીન રાખ્યા છે.

કીંમત ત્રણ રૂપીયા.

# હિંદુઓમા દ્વિજના સોળ સંસ્કાર વિધિ.

૨૧૭૧૪

## પ્રસ્તાવના.

આ ગ્રંથ લખી મોકલવા ગુજરાત વર્ન્યાક્યુલર સોસૈટીએ જાહેર ખબર છપાવેલી તે ઉપરથી મેં તે તૈયાર કરી મોકલ્યો. વળી બીજે પણ કોઇએ મોકલ્યો તેમાં મ્હારો ગ્રંથ ઘણી દલગીરી બતાવી નાપસંદ કરચો અને બીજો પસંદ કરચો તેથી મેં મ્હારે ખરચે છપાવ્યો.

આ ગ્રંથના ૩ ભાગ કીધા છે. ૧લા ભાગમાં ૪ પ્રકરણ છે. બીજામાં ૧૬ પ્રકરણ વિધિઓના મંત્ર, સૂત્ર, શ્લોક તથા પ્રમાણ છે. ત્રીજા ભાગમાં ચાલતો પ્રચાર તથા આચાર્યોના મત્ત છે, એ વાંચેથી જણાશે. જે સંસ્કાર વિધિઓ કરવાના શા કારણ તથા કચી વિધિઓ અને આચાર્યોના સાંપ્રત કાળમાં એ વિષે કેવાં મત્તો છે.

મને લાગે છે જે ગ્રંથ મ્હોટો થયાથી સોસૈટીએ નાપસંદ કરચો. બીજા ભાગમાં દયાનંદ સરસ્વતિના સોળ સંસ્કાર વિધિ વિષે વ્રજ ભાષામાં રચેલા ગ્રંથમાંથી સંક્ષેપે લીધું છે અને સંસ્કૃતમાનાં શ્લોક, મંત્ર, સૂત્રના ગૂજરાતીમાં અર્થ કરચા છે તેથી ગ્રંથ મ્હોટો થયો છે, પરંતુ ટુંકો તથા ન્હાનો કરવાનો હેતુ ધ્યાનમાં રાખ્યો છે.

આ ગ્રંથ તૈયાર કરવામાં દ્રવ્ય વય, શ્રમવ્યય તથા શોધ કરવામાં કસર રાખી નથી. બ્રાહ્મણ વેદીઆઓના આગ્રહથી છપાવી તૈયાર કરચો છે. આ ગ્રંથની કીંમત રૂ. ૩) કલદાર આગળથી ઘરાક થનાર પાસેથી લેવાની રાખી છે. પાછળથી થનાર પાસેથી રૂ. ૫) રાખી છે, એ વધારે નથી એમ લાગ્યા વિના રહેશે નહી.

આ ગ્રંથના કાગળ તથા પુઠું મજબુત રાખ્યું છે.



સુરત વાડીફળીયું
તા. ૮ જાન્યુઆરી ૧૮૯૪.

ગ્રંથ કર્તા.

# હિંદુઓમા દ્વિજના સોળ સંસ્કાર વિધિ.

---

આ

નાનુ પુસ્તક

મુંબઈવાળા

પંડિત શિરોમણી કવિશ્વર

વેદાન્ત વેદશાસ્ત્ર,

સકળ શુભ ગુણ સંપન્ન

**શ્રી ગટુલાલજી**

ને

અર્પણ કરતાં

તે

તેઓએ સ્વિકારવાથી

તેમનો

મહદુપકાર થયો

છે.

મયારામ શંભુનાથ

# અનુક્રમણિકા.



# હિંદુઓમાં દ્વિજના સોળ સંસ્કાર વિધિ.



હિંદુમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય તથા શુદ્ર એ ચાર વર્ણ ઘણાક કાળથી થએલી છે, તેઓના દરેકના ધર્મ, તેમાં પુરૂષના જુદા તથા સ્ત્રીના જુદા. વેદ, (શ્રુતિ) સ્મૃતિ, પુરાણાદિમાં વર્ણવેલા છે તે પ્રમાણે સવારના પ્રાતઃકાળથી રાતના સયન સમય સૂધી પુરૂષે કેમ વર્તવું તે કહ્યું છે. બ્રાહ્મણ પુરૂષને આખા દિવસમાં નિત્ય નૈમિત્તિક કર્મ કરતાં જરા પણ અવકાશ બીજાં કામ કરવાને માટે કહ્યો નથી. પ્રાતઃકાળે ઊંઘમાંથી ઉઠતાં કેમ પાસું કરી ઉઠવું, ઉઠીને પથારીમાં કેમ બેસવું, પલાંઠી કેમ વાળવી, શિખાને ગાંઠ કેમ વાળવી, શિખા કેવી રાખવી, કેટલાં ભજન કયા દેવને કરવાં તથા બોલવાં, કેટલા શ્લોકો બોલવા, કેવે સ્વરે બોલવા, સયન સ્થાનેથી ઉઠી શું કરવું, સયન પોતીઉં કેમ પહેરવું, પોતીઆંની કાછડી કેવી વાળવી, તેની પાટલી કેવી તથા કેટલી વાળવી, કઇ બાજુએ ટુંકો ભાગ તથા કઇ બાજુએ લાંબો ભાગ રાખવો, ચાર છેડે કાછડી વાળ્યા વગર એક પગલું પણ ભરવું નહીં. લઘુશંકા ક્યાં કરવી, તે કરતાં પાછલી કાછડી શી રીતે કાડવી, કેમ પાછી વાળવી, યજ્ઞોપવિત જમણે કાને કેટલે આંટે બાંધવું, મૂત્ર બિન્દુ પડે તો શું કરવુ, હસ્તપાદ પ્રક્ષાલન કેમ કરવું, માટી કેવી, કેટલી લેવી, કેટલીવાર ધોવા, દીર્ઘ શંકા કરવા ક્યાં જવું, કેવાં વસ્ત્ર પહેરી જવું, અપ દ્વારાદિ કેવી રીતે ધોવાં, યજ્ઞોપવિત તે કરતાં જમણે કાને કેટલે આંટે બાંધવું, યજ્ઞોપવિત કેટલું લાંબુ રહેવા દેવું, હાથ પગ કેટલી વખત ધોવા, કઇ ધાતુના પાત્રમાં પાણી લઇ જવું, દર અવસ્થાએ ધાતુ પાત્ર, તુંબી પાત્ર અગર મૃત્તિકા પાત્રનો પણ નિયમ. પાત્ર કેમ, કેટલી માટીએ, કેટલી વખત માંજવું, લઘુશંકા તથા દીર્ઘશંકા કરેલાં વસ્ત્રો ક્યાં મૂકવાં કોગળા કેટલા, આચમન કેટલાં કરવાં, પગરખાં કેવાં પહેરવાં, નહિ પહેરવાં કે પહેરવાં, લઘુશંકા તથા દીર્ઘશંકા વસ્તીના ભાગથી કેટલે છેટે, કઇ દિશાએ અને કેવે અભિમુખે બેશીને કરવી. પ્રક્ષાલન કરવું તે કેટલું પાણી, કેવું પાણી, અને કયે હાથે કરવું. કૂવાના પાણીએ હાથ પગ ધોવા તો કેમ પાણી વાપરવું, તળાવનાં પાણી કેમ વાપરવાં, વાવના કેમ, નદીનાં કેમ, અને સમુદ્રનાં કેમ. કોગળા કઇ દિશાએ કરવા, દાતણ કરવા ક્યાં બેશવું, દાતણ કેવડું જોઇએ, માટીએ કરવાનું હોય તો કેવી માટી, કેવી રાખ, તથા કેવો ભૂકો. દાતણ કયા રોપાનું કે ક્યાં વૃક્ષનું, કયે ટાણે કયા વૃક્ષનું, ઊલ કેમ ઉતારવી, મોઢામાંનો મળ, જીભપરનો મળ કેમ કાઢવો, મળ કાઢી કેટલે પાણીએ કોગળા કરવા, દાંત ધોવા, અને મોઢામાં ગુળ ગુળ કરવું. મોઢું, ગાલ, આંખ, નાક, કપાળ, માથું તથા હાથ કેવી રીતે ધોવા. નાક ધોતાં નશીકવું, તથા નાકમાં, આંખમાં તથા માથાં ઉપર પાણી કેટલીવાર છાંટવું, કેટલીવાર ખોંખારી ખડખા વગેરે કાઢવા, ગાલ ક્યાં સૂધી ચોળવા, દંતધાવન કરવા ક્યાં બેશવું, કેમ બેસવું, ઉભા

કરવું નહિ, કઇ દિશાને મોઢે બેશવું, બેશતાં, દાતણ કરતાં તથા દાતણ કર્યા પછી કયા કયા મંત્ર શ્લોક કે સૂત્ર ભણવાં. સૂર્યને નમસ્કાર કયે મંત્રે કરવા, કઇ આંગળી અને કયા હાથની આંગળીએ દાતણ કરવું. કઇ ધાતુના પાત્રમાં પાણી ભરવું. એ સર્વ નિયમસર વિધિપૂર્વક ક્રિયા દંતધાવન કરતાં કરવી. ત્યાર કેડે વિદ્યાર્થીઓને મઠમાં પાઠ શીખવવા તે પણ નિયમસર તથા સયુક્તિક શીખવવા. શીખવતાં પરભાષાની વાણી ન સાંભળવી તેમજ ન બોલવી. મઠ એટલે વિદ્યાશાળા પોતાનાં રહેવાનાં ઘરથી કેટલે દૂર રાખવી. કેવી બાંધવી, શીખવવાના ક્રમ, વિદ્યાર્થીની બુદ્ધિ તથા અભ્યાસ જોઇ કેવા રાખવા, વિદ્યાર્થીને શીખવનાર વડા વિદ્યાર્થીની યોજના કરવી અને તેમને ગુરૂ સેવાનાં નિત્ય કર્મ સોંપી દેવાં.

પછી બ્રાહ્મણે સ્નાન વિધિ કરવી. તેમાં કઇ દિશાને મોઢે ઉભા રહી અગર બેશીને સ્નાન કરવું. જળાશય હોય ત્યાં જળમાં પેસતાં કયો પગ પ્રથમ મૂકવો, અર્ધ્ય કેટલા અને કયે કયે મંત્રે આપવા, પાણી કેવી રીતે માથાંપર છાંટવું, કેવી રીતે ડૂબકી મારવી તથા કેટલી ડૂબકી પ્રથમ મારવી, સંધ્યા પાણીમાં કરવી કે પાણી બહાર, પાણી બહાર નીકળતાં પહેલાં કેવી રીતે શરીર ચોળી નહાવુ, કેવી રીતે શિખા ભીંજવવી, જનોઇ કેવી રીતે ધોવું, પાણી બહાર નીકળતાં કેટલી વખત પાણીના અર્ધ્યો જમીનપર આપવા, પ્રાતઃસંધ્યા વિધિ સર્વે કરવી, સંધ્યા કરતાં વિભૂતિ કયે મંત્રે ચોળવી, કયા કયા અંગપર ચોળવી, કેવું વસ્ત્ર પરિધાન કરવું, કયે મંત્રે તે પહેરવું, કેવી રીતે પહેરવું, સંધ્યાના વિધિઓ મંત્ર સહિત કરવા, જપ કરતાં સંકલ્પ કેમ મૂકવો, સૂર્યોપસ્થાન કેવી રીતે કરવું, જપ કઇ આંગળીના વેઢાપર કરવા, વ્યાહૃતિ સાથે કયી વિધિ કરવી, વ્યાહૃતિ વિના કયી કરવી, વ્યાહૃતિ તે શું.?

ગૌમુખી શામાટે રાખવી, કેવી રાખવી, ગોમુખી ન હોય તો કેમ જપ કરવો. સંધ્યા કરતાં શેનું આસન મૂકવું, તેપર કેવી પલાંઠી વાળી બેશવું, પ્રાંતઃસંધ્યા કરવાના આરંભ પહેલાં કેટલી તૈયારીઓ કરી રાખવી, પ્રાતઃસંધ્યાના ગાયત્રી જપ કેટલા કરવા, સંધ્યા વિસર્જન કેમ કરવું, તેના કયા કયા મંત્ર વગેરે સંક્ષેપે શું શુ કરવું તે લખ્યું છે. હેમાદ્રિ સાંભળવી તે કેવી રીતે, પછી બીજા નિત્ય કર્મ માટે સ્નાન કેમ કરવું, કેવે મોઢે ઉભા રહી કે બેશીને કરવુ, મધ્યાન્હ સંધ્યા કેમ કરવી, દેવ તર્પણ કેમ કરવું, સ્નાન વિધિ કેટલીવાર કરવી, પિતૃ તર્પણ કેમ કરવું. જનોઇ ડાબી કાંધેથી કયારે કંઠે, તથા જમણી કાંધે ઘાલવું. મધ્યાન્હ સંધ્યાના જપનો સંકલ્પ વગેરે કેમ કરવો, એ સઘળું કરતાં ૧૦ વાગે પછી દેવ પૂજા કેમ કરવી, એ રીતે દરેક બ્રાહ્મણ પુરૂષે વખતે વખતે નિત્ય નૈમિત્તિક કર્મ કેમ કરવાં, તે સઘળું કરતાં મોટો ગ્રંથ થાય. પણ કાળે કાળે કર્મ વિધિઓ કરવાનાં છે.

વળી કાર્ય પ્રસંગે વિધિ કર્મ ક્રિયાઓ કરવાની તે જૂદી, જેવી કે એકાદશીને દિવસે, દર્શ અમાવાશ્યાને દિવસે, સોમવારને દિવસે, આદિતવારને દિવસે, વળી સપર્વ દિવસે, માતાને દિવસે, અમુક દિનિયા નક્ષત્રને દિવસે, અમુક મહાનક્ષત્રે, પંચકને દિવસે, વ્યતિપાતને દિવસે, અણોજા અગર નિરૂદ્યમ; એ સઘળું લખતાં પાર આવે નહિ.

તેમ પુરૂષના સ્ત્રી પ્રત્યે, સંતાન પ્રત્યે, સંબંધી, શિષ્ય, રાજા તથા કારભારી પ્રત્યે, નિત્યે તથા ટાંકણે ટાંકણે શા શા ધર્મ, તે બજાવવાની રીત તથા તેના પરિણામ એજ પ્રમાણે સ્ત્રીના કુમારી અવસ્થામાં ધર્મ કર્મ, પરિણીયત અવસ્થામાં ધર્મ કર્મ તથા વિધવા અવસ્થામાં કર્મ ધર્મ, તે પણ નિત્યના, પ્રસંગના તથા પર્વના, તેની કેળવણી, તથા વિધિ, સ્વામી સેવા, બાળ રક્ષણ વિધિ, સાસરાં પક્ષની સેવા, પીયર પ્રત્યે તેના ધર્મ, સંસાર કાર્યમાં કેમ વર્ત્તવું, વગેરે નૈમિત્તિક કર્ત્તવ્ય કર્મ.

બાળકને બાલ્યાવસ્થામાં કર્મ, કુમારાવસ્થામાં ધર્મ, વિદ્યાર્થી અવસ્થામાં કર્ત્તવ્ય કર્મ, ગુરૂ પ્રત્યે તેના ધર્મ, તે સર્વે કેવા અને કયા પ્રકારના, નિત્યે તથા પ્રસંગોપાત, તે સર્વે જાણવા તથા આચરવા.

એ સઘળું કરતાં બાલ્યાવસ્થાથી સન્યસ્ત પર્યંત એક ક્ષણની નવરાશ આવે તેમ નથી; ને તે સઘળું વિધિ પૂર્વક કરવાનું શ્રુતિ, સ્મૃતિ તથા પુરાણોમાં કહ્યું છે. માટે એવું કંઇ પણ હલકું કામ કરવાનું નથી કે જેની સાથે ધર્મનો સંબંધ નથી. મોટાં કે નાનાં સઘળાં કામ ધર્મની સાથે સંબંધ રાખે છે.

હિંદુ પ્રજામાં ધાર્મિક, કાર્મિક, સંસારી, રાજ્યકીય વગેરે કામ કયાં તેનો નિર્ણય કરવો બહુ કઠણ છે અને કોઇ જુદાં પડવા જાય તો તે કામ અશક્ય થઇ પડે તેમ છે, એમ મારે કહેવું પ્રાપ્ત થાય છે.

પુરૂષનાં મધ્યાન્હ કાળ પર્યંતનાં નિત્ય નૈમિત્તિક કર્ત્તવ્ય કર્મોની યાદી સંક્ષેપે લખતાં આખાં બે પૃષ્ટ ભરાઇ ગયાં તો તે આચરતાં અને વિધિ પૂર્વક કરતાં તથા પાળતાં કેટલો કાળ જાય તે વિચાર કરવો એટલે બસ.

# भाग १ लो.

## सोळ संस्कार विधि.

## પ્રકરણ ૧ લું.

### સંસ્કાર.

संस्कारनी व्याख्या. આ વિષય આદર્યા પહેલાં સંસ્કાર શબ્દની વ્યાખ્યા કરવાની જરૂર છે. संस्कार–શબ્દ, सं–ઉપસર્ગ તથા कार (कृ ધાતુપરથી) એ બે મળીને થએલો છે. सं=सु= रुडुं शुद्ध, कार=कर्म, कृत्य. એટલે શુદ્ધ કર્મ, એટલે અતિ રૂડે પ્રકારે શુદ્ધ રીતે કર્મ વિધિ કરી, કાંઈ પણ કર્મ કરવાને શુદ્ધ થવું, તેનું નામ સંસ્કાર. અમુક કર્મ, અગર કૃત્ય કરવાને અધિકાર પ્રાપ્ત થવાને જે ગુણ જોઇએ તે ગુણ મેળવવા માટે અમુક વિધિ અગર ક્રિયા કરી શુદ્ધ થવું, અને તે વિધિ કરી તે વિષે દેવ ગુરૂ અગર સદ્ ગુરૂ પ્રતાપે આચરણ કરી તે કર્મના અધિકારી એટલે તે કર્મ કરવાને યોગ્ય ગુણ મેળવવા તે. સંસ્કાર વિધિ તો ઘણાએ કરે, પણ સંસ્કાર વગર અધિકારી થવાતું નથી. સંસ્કાર થએથી ગુરૂ દિક્ષા મળે ને તે મળેથી જે જે કર્મ કરવાનાં હોય તેનો અધિકાર ચલાવવાને ગુણ પ્રાપ્ત થાય અને તે તે અધિકારને યોગ્ય થાય. હિન્દુઓમાં સંસ્કાર થએથી દ્વિજ થવાય છે ત્યાં સુધી તે શૂદ્ર વર્ણમાં રહે છે. પારસીઓમાં સુદરો કસ્તી પહેરવાની ક્રિયા થાય અને સંસ્કાર પામેથી જરથોસ્તી મજહબ પાળવાને તે અધિકારી થાય છે. ત્યાં સુધી તે નધર્મી અગર બેહદીન કહેવાય છે. વળી આતશબેહેરામમાં પ્રવેશ અને અયશન (યજન) સ્પર્શ કરવા તથા આચાર્યપણું મેળવવાને સંસ્કાર વિધિપૂર્વક તે કરે ત્યારે મોબેદ થવાય છે. તેમજ દસ્તુર, દસ્તુરાન દસ્તુર વગેરે મોટા અધિકારી થવાને તે તે ગુણોવાળા સંસ્કાર તથા તપ કરવાની જરૂર છે. બૌધ્ધ ધર્મના આચાર્ય થવાના અધિકારી થવાને એકાશણું, તપ, દમ, નિરશન, યોગાભ્યાસ કરી સંસ્કાર કરવાની જરૂર છે. તેજ રીતે જૈન ધર્મના ગોરજી, ગણીજી, શ્રીપૂજઆચારી થવાને સંસ્કાર વિધિઓ કરવાની જરૂર છે. મુસલમાનના છોકરાને સુન્નત થઇ સંસ્કાર થાય ત્યાં સુધી તે ખરો મુસલમાન ગણાય નહિ અને ત્યાર પછી તેઓનું ધર્મ શાસ્ત્રનું પુસ્તક જે કુરાન તે પઢવાને અધિકારી થાય છે. એજ રીતે ખ્રિસ્તિ ધર્મી થવાને બાપ્તીજમ એટલે પાદરી સાહેબ તરફથી પવિત્ર પાણી માથા ઉપર છાંટવામાં આવે અને નામ પાડવામાં આવે ત્યારે તે ખ્રિસ્તિ ધર્મી થવાને અધિકારી થાય છે. એજ પ્રમાણે હિન્દુ ધર્મમાં તે ધર્મ પાળવાને અધિકારી થવા માટે તે ધર્મના વિધિપૂર્વક સંસ્કાર પાળવા પડે છે.

ઉપરના દાખલા ઉપરથી સમજાશે કે કોઈ પણ કર્મ ક્રિયા વગર ધર્મ પાળવાને અ-

ધિકારી થવા પહેલાં તે કર્મ કરવાના ગુણો મેળવવા. તે આચરવાને ગુરૂ પાસેથી દિક્ષા લેવી અને તે કરવાને શક્તિમાન થવા માટે વિધિ અગર ક્રિયા અગર ક્રિયાઓ કરવી, તેનું નામ સંસ્કાર. એટલે તે કરેથી દેહ, મન, અને બુદ્ધિની શુદ્ધિ થવાનો અધિકાર મળે.

---

# પ્રકરણ ૨ જું.

## બ્રાહ્મણ અને તેનો સંક્ષિપ્ત ઇતિહાસ.

બ્રાહ્મણ શબ્દની વ્યાખ્યા મનુ સ્મૃતિમાં અને શ્રુતિમાં જુદા જુદા છે; તેમજ પ્રચારમાં જુદી છે. તેથી શ્રુતિ પ્રમાણે કરી બીજાઓમાં જે કરી છે તેનો અછોડો લઇ નિર્વાહ કરવો દુરસ્ત ધારવામાં આવે છે.

यजुः रुद्राध्याय ३ काण्ड ८.

ब्राह्मणोस्य मुखमा सीति.

બ્રહ્મ દેવ કહે છે કે બ્રાહ્મણ મારૂં મુખ છે. એટલે બ્રાહ્મણની વાણી નીકળે તે મારી વાણી છે એટલે જે વિદ્યાદિ ઉત્તમ ગુણવાળો તે બ્રાહ્મણ. વળી મનુસ્મૃતિમાં કહ્યું છે કેઃ—

जन्मना जायते शुद्रः संस्कारात् द्विज उच्यते ।
वेदाभ्यासाद्भवेद्विप्रः ब्रह्म जानाति ब्राह्मणः ॥

અર્થઃ—જન્મે કરીને તો શુદ્ર થાય, પણ સંસ્કાર થએથી દ્વિજ* કહેવાય છે. વેદનો અભ્યાસ કરેથી વિપ્ર કહેવાય છે અને બ્રહ્મને (પરબ્રહ્મ, સચ્ચિદાનંદ, અંતર્યામીના સ્વરૂપને) વિદ્યાદિક સદ્ગુરૂ સંગ તથા બોધથી ઓળખે તે બ્રાહ્મણ.

એ ઉપરથી ખરો બ્રાહ્મણ તે જે બુદ્ધિયોગે કરી પરબ્રહ્મને ઓળખે તેજ ખરો બ્રાહ્મણ જાણવો. બીજા નામનાજ બ્રાહ્મણ.

ભગવદ્ગીતામાં બ્રાહ્મણ કોને કહેવો તે વિષે કહ્યું છેઃ—

चातुर्वर्ण्यं मया सृष्ठं गुणकर्म विभागशः     अ. ४. श्लोक १२ ॥

શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે.

शमोदमस्तपःशौचं क्षांति रार्जवमेवच ।
ज्ञानविज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ भ. गी. अ. ४. श्लो. ४२

અર્થ—શમ, દમ, તપ, શૌચ, ક્ષાંતિ, આર્જવ, જ્ઞાન, વિજ્ઞાન, (અનુભવ) અને આસ્તિકતા એ ગુણો જેનામાં હોય તે બ્રાહ્મણ. વળી કહ્યું છે કે પોતપોતાના ગુણકર્મ પ્રમાણે મે

---

*દ્વિજ=દ્વિ=બે; જ=જન્મ. બીજો જન્મ.

ચાર વર્ણ કરી છે. એ ઉપરથી બ્રાહ્મણને પેટે અવતર્યા તે બ્રાહ્મણ નહિ, પણ વિદ્યાદિયુક્ત તે બ્રાહ્મણ. વળી મનુ સ્મૃતિમાં એક ઠેકાણે કહ્યું છેઃ—

२ शुद्रोब्राह्मणतामेति ब्राह्मणश्चैतिशुद्रताम् ।
क्षत्रियाज्जातमेवन्तु विद्याद्वैश्यात्तथैवच ॥

અર્થ—શૂદ્ર બ્રાહ્મણ થઇ શકે છે. બ્રાહ્મણને શૂદ્રતા આવે છે. ક્ષત્રિ વિદ્યાથી બ્રાહ્મણ થતા, તેમજ વૈશ્ય પણ થતા.

એ ઉપરથી બ્રાહ્મણતા, ક્ષત્રીને પણ વિદ્યાથી પ્રાપ્ત થતી ને વૈશ્યને પણ બ્રાહ્મણ થવાનો અધિકાર હતો, એટલુંજ નહિ પણ શુદ્રો પણ બ્રાહ્મણતા પામવા અધિકારી હતા અને તેજ પ્રમાણે વ્યાસ મુનિ મચ્છગંધા (માછણ)ને પેટે અવતાર ધરી મહામુનિઓની પંક્તિમાં ભળ્યા; તેમજ નારદ મુનિ પણ નાયકાને પેટે અવતરેલા હતા તે મહામુનિઓની પંક્તિમાંજ નહિ, પણ મહાત્માઓની પંક્તિમાં ભળવાના અધિકારને યોગ્ય થયા હતા. એ રીતે બ્રાહ્મણો બીજા દ્વિજ વર્ણની સાથે (ભોજન) પંક્તિ વેહેવાર રાખતા હતા, અને તેમાં બાધ ગણાતો નહોતો.

તેમજ કેટલેક પ્રસંગે કન્યા વ્યવહારમાં પણ બાધ નહોતો એવું સ્મૃતિ, પુરાણ, કથા એ ઉપરથી દીસે છે. પૂર્વે વર્ણો ચાર હતી. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર તે એ વિષે ઉપર કહ્યું છે. તેમજ શ્રુતિ આપસ્તંબ સૂત્રમાં પણ કહ્યું છેઃ—

३ अधर्मचर्यया पूर्वो वर्णो जघन्यं जघन्यं वर्णमापद्यते ।

અર્થ—વહેવાર, પરમાર્થ વગેરે જે જે પ્રમાણે વર્તે, તે તે પ્રમાણે તે વર્ણ પ્રાપ્તી પામે. એટલે ઉત્તમ ગુણ, વિદ્યા, કર્મ કરે તે બ્રાહ્મણ થાય. તેજ પ્રમાણે બીજા દ્વિજો થવાની વ્યાખ્યા જાણવી.

એ ચાર વર્ણોના કર્મઃ—બ્રાહ્મણને વેદ, શ્રુતિ, સ્મૃતિ, વેદાંગ (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, જ્યોતિષ, નિરૂક્ત, છંદ, [કાવ્ય] એ છ.) ઉપનિષત્ ષડ્શાસ્ત્ર, અષ્ટાદશ પુરાણ ઇ૦

એઓના અભ્યાસ કરી બ્રહ્મવેત્તા થવું તથા (છ કર્મના અધિકારી થવું.) એઓને ઘેર બેઠા ખાવા પીવાનું બીજી તેથી ઉતરતી બે વર્ણે માનપૂર્વક પૂરૂં પાડવું. એઓએ રાજાને સારી સલાહ આપવી.

ક્ષત્રીનાં કર્મ—દેશનું રક્ષણ કરવું, પ્રજાનું રક્ષણ કરવું, બ્રાહ્મણોને પાળવા અને યજ્ઞ યાગાદિ કરવાં, રાજ્ય કરવું.

વૈશ્યના કર્મ—ધર્મ એ જે વાણજ વેપાર, ખેતીવાડી ઇ૦ કરવાં અને બ્રાહ્મણને અન્ન વસ્ત્રાદિ આપવાં. રાજાને દાણ વેરા આપી દેશના રક્ષણાર્થે મદદ કરવી.

શુદ્રે ઉપલી વર્ણની સેવા કરવી.

એવી ચાર વર્ણો પૂર્વે હતી, પછી શુદ્રમાંથી ૧૮ વર્ણ થઇ પણ બ્રાહ્મણની તો એકજ હતી.

એ સંધુ છે ખરૂ, પણ ઉપર કહ્યા પ્રમાણે પોતાની બુદ્ધિ, વિદ્યા, તથા બ્રહ્મવેત્તાપણાથી એક માણસ બ્રાહ્મણ થવાને અધિકારી થઇ શકે; બહુબળથી તથા ધનુર્વિદ્યાને યોગે ક્ષત્રી થઈ શકે, ને તે પંક્તિમાં ભળવાને બાધ નહિ નડે, તેમજ વણજ વેપારમાં ચાતુર્યતા, ખેતાવાડીમાં પરિશ્રમથી વૈશ્ય થવાને અધિકારી થઇ શકે છે. એટલે જેને અધિકારી થવું હોય તેને અધિકારની વિદ્યા, કળા, ચાતુરીમાં કુશળતા મેળવવી જોઇએ.

એ સઘળી રીતો દ્વાપર ત્રેતાયુગ સૂધી હતી. તેવાર પછી મહા વીર્યવાન વિક્રમના રાજ્યના કાળ સધી શી રીતે હતું તેની કાંઇ બરોબર ખબર પડતી નથી. વચમાં સંવત પૂર્વે ૪૦૦ વરસથી સંવત પછી ૭૦૦ વરસ સૂધી બૌદ્ધમત્તી રાજા તથા ચક્રવર્તી રાજા પણ બૌદ્ધમત્તી થયા. તેઓના પુસ્તકો ઉપરથી જણાય છે જે બ્રાહ્મણોને પલાયણ કરી ડુંગર પર્વતોની ખીણમાં ભરાઈ બેસવું પડયું હતું અને ત્યાં તેઓ પોતાના શ્રુતિ, સ્મૃતિના પુસ્તકોનું રક્ષણ કરી રહ્યા હતા. ક્ષત્રીય વંશનો નાશ થયો હતો, તેથી બ્રાહ્મણોએ યજ્ઞ કરી પાંચ કૂળના ક્ષત્રી ઉત્તપન્ન કર્યા. અર્થાત્ પાંચ કૂળના ક્ષત્રી જેઓને યુદ્ધ કળા શીખવી તૈયાર કર્યા તેઓ પવાર, સોલંકી, રાઠોડ, આંધ્ર ને ચોહાણ. એવી રીતે પાંચ કૂળના ક્ષત્રીઓ યુદ્ધ કરી કરી બૌધોને હાંકી કાઢવા લાગ્યા તે સંવત ૭૦૦ સૂધી ચાલ્યું, તે વખતે બૌદ્ધમત્ત, ચીન, ટિબેટ, બ્રહ્મદેશ, સિંહલદ્વીપ, જાપાન, સીયામમાં તેનો પ્રસાર થયો, અને ભરતખંડમાં વેદ ધર્મ પાછો ચાલુ થયો. પણ એમ લાગે છે કે બૌદ્ધમત્તી લોકોએ વૈદિક ગ્રંથોનો નાશ કરવાથી એ અરસામાં બ્રાહ્મણોએ વેદ શ્રુતિ, સ્મૃતિ એઓને અનુસરીને તથા બૌદ્ધમત્તને અનુસરીને પુરાણો બાંધ્યાં એમ લાગે છે તેમાં अहिंसा परमो धर्मः એ બૌદ્ધમત્તના પહેલા સિદ્ધાંત પ્રમાણે પ્રતિપાદન રાખ્યું. વૈદિક ગ્રંથોમાં યજ્ઞયાગાદિ સર્વ કર્મમાં હોમ અને હોમ સાથે કેટલાક પ્રસંગે જીવવધ ખરોજ હતો; તે કેવળ કાઢી નાખ્યા. અને તેને બદલે અન્ન જેવાં કે ચોખા, તલ, જવ, અડદ, મગ, મઠ વગેરે (રંગ બેરંગી પશુ બદલે) અન્નની આહુતિ અને અસ્તિ, ચર્મને બદલે છાલ સહિત સમિધની આહુતિ પ્રશસ્ત થઈ. અને બ્રાહ્મણોનું મહાત્મ્ય પહેલાં પ્રમાણે સબળ થયું. પણ એક ચક્રવર્તિ રાજા ન રહ્યો તેથી મનુ સ્મૃતિના કાળની રીત પ્રમાણે વર્ણાશ્રમમાં ભેદ ન હતો તે પ્રમાણે ન રહ્યું. વર્ણાશ્રમમાં ભેદ ગણાવા લાગ્યા. તેનાં બીજા પણ કારણ ખરાં. બૌધમત્તિ લોકોના કેવળ પરાજય થયો નહોતો તેથી બ્રાહ્મણો નિશંઃકપણે બીજાઓ સાથે પંક્તિ વ્યવહાર રાખવાને આચકો ખાવા લાગ્યા વળી બૌદ્ધમત્તમાંથી વર્ણાશ્રમના ભેદ વગરનું જૈન મત્તશાખા જેમ ફૂટે તેમ ફૂટયું. તેઓના ધર્માચાર્યો સાથે બ્રાહ્મણોને બહુ જઘડા થયા. તેમાં ઘણીક વખત બ્રાહ્મણોના જય ને થોડીક વખત જૈનમત્તાનુસારીના જય થયા. તેથી બ્રાહ્મણોને બીજાઓને પંક્તિ વ્યવહાર આપવો એ શંકા ભરેલું લાગ્યું. એ રીતે બ્રાહ્મણ વર્ણ બીજી વર્ણથી કેવળ જુદી પડી. તોપણ બ્રાહ્મણની એકજ વર્ણ તે વખતે હતી તે પછી સંવત ૯૦૦ને શુમારે શ્રિમત્ શંકરાચાર્ય બ્રાહ્મણ દક્ષિણમાં ઉત્પન્ન થયા તેમણે બૌદ્ધમત્તાનુસારી સર્વે લોકોને જીતી તેમના મત્તનું ખંડન કર્યું. પણ તેમણે દેશ કાળાનુસાર

વર્તેને બ્રાહ્મણોના દશ ભાગ એટલે ન્યાત પાડી. તેમાં પંચદ્રાવિડ પાંચ, પંચગૌડ પાંચ, એવી રીતે બ્રાહ્મણોની દશ ન્યાત પાડી. તેઓના નામ ઉત્કલ, મિથિલ, સર્વર્યા, ગૌડ અને કાન્યકુબ્જ એ પાંચ પંચગૌડ, અને મહારાષ્ટ્ર, ગુર્જર (ગુજરાતી), તૈલિંગા, દ્રાવિડી, કર્ણાટા, એ પાંચ પંચદ્રાવિડ પાડયા. તેઓમાં એક બીજા સાથે ભોજન વ્યવહાર પંચદ્રાવિડીમાં અને તેજ પ્રમાણે પંચગૌડમાં પણ ખરો. તોપણ કન્યા વ્યવહાર નહિ, એમ શિરસ્તો ઠરાવ્યો. તે પ્રમાણે બીજા પંચદ્રાવિડીઓને પંક્તિ વ્યવહાર છે. પણ ગુજરાતીઓની સાથે પંક્તિ વ્યવહાર બંધ પડયો. તેનું કારણ દંત કથા પ્રમાણે એમ છે જે બીજા પંચદ્રાવિડીઓના બૈરાં કચ્છ ધારણ કરે છે તે પ્રમાણે ગુજરાતીઓએ નાકબુલ કર્યું. તેથી પંક્તિ વ્યવહાર બંધ પડયો. પંચગૌડમાં પણ હાલ એક બીજા સાથે પંક્તિ વ્યવહાર નથી, એટલુંજ નહિ પણ એક ન્યાતના સાથે પણ પ્રચાર નથી.

એ રીતે પંચગૌડ અને પંચદ્રાવિડી એવી ૧૦ બ્રાહ્મણની ન્યાત થઈ. ત્યાર પછી ગૂજરાતીઓમાં ૧૦૦ ઉપર ન્યાતો થઈ. તેનાં કારણ જુદાં જુદાં કહેવામાં આવે છે પણ તેની જરૂર આ જગાએ નથી. તોપણ એટલી વાત તો સિદ્ધ છે કે ગૂજરાતી બ્રાહ્મણોની ન્યાતોમાં ઘણી ખરી ન્યાતો ગામ અથવા ઠામ પરથી પડી છે. જેવી કે મોઢની ન્યાત મોઢેરા ગામ ઉપરથી, વડનગરા નાગર બ્રાહ્મણની ન્યાત વડનગર ઉપરથી, વીશનગરા વીશનગર ઉપરથી, ખેડાવળ ખેડ (બ્રહ્માની) ઉપરથી, મોતાળા મોતા ગામ ઉપરથી; અનાવલા અનાવલ ગામ ઉપરથી; બોરસદા બોરસદ કસ્બા ઉપરથી; હરસોલા હરસોલ ગામ ઉપરથી; ઉનવાળ ઉના ગામ ઉપરથી; ધીણોજા ધીણોજ ગામ ઊપરથી; રોડવાલ રોડ ગામ કે નદી ઉપરથી; કંડોળીઆ કંડોળ ગામ ઉપરથી; સોમપરા સોમેશ્વર મહાદેવ ઉપરથી; જાંબુ જંબુસર ગામ ઉપરથી; કપિલ કાવી ગામ ઉપરથી; સિહોરા સિહોર ગામ ઉપરથી; ગોમતીપાલ ગોમતીપર ગામ અગર નદી ઉપરથી; શ્રીમાલી શ્રીમલ નામે ગામ મારવાડમાં છે તે ઉપરથી; એ રીતે ગામપરથી ઘણા ખરા બ્રાહ્મણોની ન્યાતિના નામ પડયાં. પણ એમાંની ઘણી ખરી ન્યાત અસલ એક ઔદીચ ન્યાતમાંથી ગામ પરત્વે પડી છે. એને વિષે એક શ્લોક છે :—

उदिच्या ऋषयः सर्वे न मूढा नच नागराः

એના બે અર્થ છે તેમાંનો એક અર્થ—ઋષિ (બ્રાહ્મણ) માત્ર સર્વે ઔદીચજ છે, કોઈ મોઢ કે નાગર નથી. દ્વિઅર્થ ઋષિઓ સર્વે ઉદીચ એટલે ઉત્તરથી આવેલા છે. કોઈ મૂઢ (મૂર્ખ) કે નાગર (નગરવાસી) નથી. સર્વે ઉત્તરના (પાટજંગલ) વાસી છે એ ઉપરથી પણ એમ સિદ્ધ થાય છે કે સઘળા ગૂજરાતી બ્રાહ્મણ ઘણા ખરા ઔદીચની ન્યાતમાંના છે. પણ જુદી જુદી કેમ થઇ તેના ઘણા કારણ કહેવાય છે. પણ તેમાં રાજાઓના આગ્રહ હતા. પરધર્મી રાજાઓના જુલમથી વટાળવું, તથા બ્રાહ્મણોની ટેક તથા અભિમાન એ મુખ્ય. દક્ષિણી બ્રાહ્મણોમાં તેવી અનેક ન્યાતીઓ શિવાજી વગેરે રાજાઓ ચક્રવર્તી રાજાઓ ત્યાં થયા તે-

ઓના ચાતુર્ય તથા પંડિતોની કુશળતાને લીધે થવા પામી નહિ. તેજ પ્રમાણે ગુજરાતમાં હાલમાં શ્રીમત્ સકલગુણ સંપન્ન ગાયકવાડ માહારાજા ધિરાજ હિન્દુ ચક્રવર્તી રાજેન્દ્ર છે તેથી બ્રાહ્મણોની એક ન્યાત કરવાને સમર્થ તે છે.

---

# પ્રકરણ ૩ જું.

## હિન્દુ ધર્મ તથા ધર્મ પુસ્તક.

સંસ્કાર વિષય સાથે હિન્દુ ધર્મના મૂળ તત્વ અતિ નિકટ સંબંધ રાખે છે, તેથી તે ધર્મ તથા તેના સંક્ષિપ્ત ઇતિહાસ તથા તે ધર્મનાં પુસ્તકો વિષે વિવેચન કરવું અગત્યનું છે એમ ધારી તે કરવામાં આવે છે.

હિન્દુઓનો ધર્મ વેદ. વેદ આદિ અનાદિ કહેવાય છે. એટલે બ્રહ્મદેવે બ્રહ્મા (સૃષ્ટિકર્તા) ને ચાર મુખ સરજીને તે ચાર મુખમાંથી ચાર વેદ 'શ્રુતિ' જગ આરંભથી કઢાવ્યા. તેઓના નામ, ઋગ્વેદ, યજુર્વેદ, શામવેદ, ને અથર્વવેદ. એ ચાર વેદમાં બ્રહ્મદેવની સ્તુતિ, તથા તે કરવાની વિધિ લખી છે, તેમાં કાંઈ પણ કર્મ અગર કોઈ પણ દેવને (બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઇન્દ્ર, વરુણ, સૂર્ય, ચન્દ્ર, ઉષા, અગ્નિ, દેવી વગેરે તેત્રીશ કોટી કહેવાય છે.) યજન કરવાને અને તેઓને પ્રસન્ન કરવાને યજ્ઞ, હોમ, યાગ વગેરે, અગ્નિ દેવની મારફતે આહુતિ વધ દ્વારા સોમવલ્લી પાન તૈયાર રાખી ઋષિઓ બ્રહ્મા, ઋત્વીજ, આચાર્ય, અધ્વર્યુ, ઓઝા, ઉપાધ્યાય, ભટ એઓએ વિધિ કરાવવી. તેમાં જે જે દેવ નિમિત્ત હોમ કરવાનો હોય તેને પ્રસન્ન કરવાને તેના સૂત્રમન્ત્ર જે જે વેદમાં હોય તે તે વેદ જાણનારા બ્રહ્મા (ચતુર્વેદ જાણનારા) ત્રિવેદી ત્રણ વેદ જાણનારા ઋષિ, દ્વિવેદી બે વેદ જાણનારા ઋષિઓ (બ્રાહ્મણો) પઠન કરી તે દેવ પ્રસન્ન કરે અને તેનો પ્રસાદ યજ્ઞ કરનારા યજમાનને આપે. એટલે જે યાગમાં જે વધ કરવું હોય તેમાંથી ઋત્વીજ, યજમાન સર્વે પ્રસાદ લે. આધુનિક કાળમાં બૌદ્ધ ધર્મને અનુસરી પશુવધ તથા નરમેધને બદલે ચોખા તથા નાળિએર હોમવામાં આવે છે. અને તેના નૈવેદ્ય ધરી પ્રસાદ આપવામાં આવે છે. અને સોમવલ્લીના મધને મધુપર્ક—મધ, દહીં, ઘી વગેરે મેળવી તેના સુરા—બનાવી પ્રસાદ કરે છે. ચાર વેદ પ્રથમ બ્રહ્માનાં મુખમાંથી નીકળ્યા તે વિષે એવું કહેવામાં આવે છે જે, એક એક વેદના એક એક સૂત્રો તેમ નીકળ્યાં અને તેમાં મહા તપસ્વી ઋષિઓ ધ્યાનાવસ્થામાં તદ્રૂપ બની તે પછી વધારો કરી બીજાં સૂત્રો ઉમેર્યાં. એ વાત ખરી દીસે છે. તેનું કારણ દરેક વેદના સૂત્રોને મથાળે કયા દેવનું યજન, કયા છંદમાં તથા કયા ઋષિનું કહેલું એ રીતે લખેલું છે. તે ઉપરથી જુદા જુદા ઋષિઓએ ધ્યાનાવસ્થિત દશામાં વેદના સૂત્રો કર્યાં. અને સમાધી ઉતર્યા પછી તેઓના શિષ્યોને મોઢે કરાવ્યાં. એ રીતે જુદા જુદા ઋષિઓએ જુદે જુદે કાળે સૂત્રો બનાવેલાં, તેઓને રચી ગોઠવી એક વેદ થયો. એ રીતે ઋગ્વેદ ઘણો જુનો છે, તેજ પ્રમાણે યજુર્વેદ ત્યાર પછી થયો

અને શામવેદ તે પછી ઘણે કાળે થયો અને તે પછી અથર્વવેદ પણ ઘણો મોડો થઈ રચાયો એમ દીસે છે. એ દરેક વેદની ભાષા ઉપરથી પણ સિદ્ધ થાય છે. ઋગ્વેદની ભાષા ગિર્વાણ ખરી, પણ આધુનિક કાળિદાસ કવિના કાળની સંસ્કૃત ભાષાથી ઘણીજ ફેરફારવાળી તથા જુદી છે.

ચારે વેદમાં વિષયો જુદા જુદા છે તથા તેમાં સ્તુતિ વિધિયો જુદી જુદી છે. ઋગ્વેદમાં સંહિતા તથા બ્રાહ્મણ ભાગ છે. યજુર્વેદમાં બ્રહ્મદેવાદિની સ્તુતિ તથા તે કરવાની વિધિ છે સંહિતા ભાગમાં સ્તુતિ અને બ્રાહ્મણ ભાગમાં વિધિ છે. તેમાં બ્રાહ્મણ ભાગમાં શતપથ બ્રાહ્મણ નામનો વિધિ સમુહનો ગ્રંથ છે તેમાં વિધિઓના પ્રકાર લખ્યા છે. શામવેદમાં સ્તુતિ તથા વિધિ છે. પણ તે દેવને પ્રસન્ન કરવાના જે મન્ત્ર તે રાગ રાગણીઓમાં તથા વાજીત્રમાં ઉતરે તેવા કરેલા છે. તેથી સામ ગાયન કહેવાય છે. એજ પ્રમાણે અથર્વવેદમાં પણ જુદા પ્રકાર છે. કેટલાક વેદીઆઓ કહે છે કે મુસલમાનોના ધર્મના દેવ તથા દેવતાઈ પુરૂષોની પણ તેમાં સ્તુતિ છે તેથી એવું અનુમાન થાય છે કે જેમ બૌધને અનુસરી કેટલીક ક્રિઆઓમાં ફેરફાર કર્યા છે તેમ મુસલમાન ધર્મને અનુસરી કેટલાક સૂત્રના મન્ત્ર એમાં ઘોંચી ઘાલ્યા કે મુસલમાનો વેદધર્મીઓના ઉપર જુલમ ન કરે.

એ શિવાય સ્મૃતિ, પુરાણો એ પણ ધર્મના પુસ્તકો છે. સ્મૃતિઓમાં મનુસ્મૃતિ મોટી આધારભૂત ગણાય છે. તેમજ ન્યાયના કામમાં યાજ્ઞવલ્કય પ્રમાણ તથા કલિયુગમાં પારાશર સ્મૃતિ પ્રાધાન્ય ગણાય છે.

હિંદુઓના વેદમાં તથા પુરાણોમાં એવું લખ્યું છે જે ભારતવાર્ષિય આર્યો સિંધુ નદીની ઉત્તરેથી તથા પશ્ચિમેથી આવ્યા અને તેઓ વેદના વૈદિક ધર્મ ત્યાંથી પોતાની સાથે લાવ્યા. એટલે કાકેસસ પર્વતથી હિન્દુકુશ પર્વતની ખીણ તથા નદીઓવાળી રેતાળ ભૂમીમાંથી ભરતખંડમાં આવ્યા. તે પહેલાં તે ભૂમીમાં તેઓને તથા બીજા ધર્મી લોકો સાથે ધર્મ સંબંધી વાદવિવાદ થયા હતા. તેમાં મુખ્યત્વે કરી જરતોસ્તી તથા હિબ્રુ ધર્મી સાથે. હિંદુઓ સ્વાભાવિક વસ્તુઓને જે પૂજનારા જેવા કે સૂર્ય, ચન્દ્ર, તારા, ગ્રહો, પૃથ્વી, પાણી, વાયુ, ઉષા, ધનુષ્ય, વિદ્યુલતા, ગર્જના, અગ્નિ, આકાશ, પર્વતો વૃષિતત્વો જે જે તેઓને અદ્ભૂત તથા ચમત્કારી તથા મનુષ્યને સુખાકારી કરનારા, તેઓને પૂજવાની શ્રદ્ધાવાળા, તેઓને અને જરતોસ્તી ધર્મી જે અગ્નિપૂજક તેઓને મોટો ભેદ પડે એમાં નવાઈ નથી. અને તેઓ બનેના આચાર્યોએ તેઓના ધર્મના પેહેલવાન તથા દેવોને ઉશ્કેરી બાહુબળે લડાવ્યા. અને છેલ્લે હિન્દુઓ પોતાના ધર્મના વેદ તથા છત્ર લઈ દક્ષિણ તથા પૂર્વ તરફ સોંડયા. અને સિંધુ તથા સરસ્વતિ વચ્ચે પંચનદના રસાળ દેશમાં વસ્યા. તે વખતે પણ તેઓમાં ચાર વેદ હતા. પણ ચાર મુખ્ય વર્ણ તે વખત સુધી નહોતી એમ દીસે છે. એ બનાવ કયારે બન્યો તે કહેવાતું નથી. પણ ગ્રહોના પાત અને યોગ ઉપરથી ગણિત કરતાં એ બનાવ બનવાને ૭ હજાર વરસથી ઓછાં વરસ નથી થયાં એવું શ્રીઓરાયનના ગ્રંથના અંક ઉપરથી દીસે છે.

જ્યાં તેઓ વસ્યા તે દેશને આર્યાવૃત કહે છે. અને એમાં જે રહ્યા તેઓને આર્ય લોક એવું મનુસ્મૃતિમાં નામ આપ્યું છે. એ આર્ય લોકોને પશ્ચિમના મીડ તથા જરતોસ્તી લોકોના હુલ્લા સામે તથા પૂર્વ તરફના હિન્દુસ્તાનના અસલી રહેવાસીઓ જેઓને આર્ય લોકોએ રાક્ષસને નામે ગ્રંથમાં વર્ણવેલા છે તેઓના ટોળે ટોળાંની સામે યુદ્ધ પ્રસંગ કરવા પડ્યા અને પોતાના યજ્ઞયાગાદિ કર્મોમાંથી ભ્રષ્ટ ન થવાને એટલે તે હમેશાં વખતે વખતે જારી રાખવાં, તે થવાને તથા તે કરવાને રક્ષક કરવાની ઋષિઓને જરૂર પડી. તેથી ક્ષત્રી વર્ણ જે જોરાવર, કદે મોટા તથા શરીરે બળીઆ સહનશીળ શક્તિવાળા, એવાઓની વર્ણ બનાવી. તેઓ યજ્ઞયાગાદિનું રક્ષણ કરે. એક તરફથી અસુર (અહુર, પારસીઓના જરતોસ્તી પહેલવાન રૂસ્તમ આદિ.) લોકોને તથા બીજી તરફથી રાક્ષસ એઓ રાજ્યનો તથા યજ્ઞનો ધ્વંશ ન કરે માટે ક્ષત્રી વર્ણ સ્થાપી. અને રાજ્ય થાળે પડ્યું, એટલે વૈશ્ય તથા શૂદ્ર વર્ણ જૂદી પાડી. ક્ષત્રી પોતપોતાના વર્ણાશ્રમના ધર્મ તથા કર્મ પ્રમાણે ઘણા કાળ સૂધી બહારના હુમલા અટકાવી બ્રાહ્મણ, પ્રજા તથા રાજ્યનું રક્ષણ કરીને રહ્યા, પણ તેઓમાં અંદર અંદર પછી વિરોધ પડ્યો. ક્ષત્રીઓ કહે કે અમારૂં રાજ્ય ને બ્રાહ્મણો કહે કે અમારૂં રાજ્ય. છેલ્લે પરશુરામ બ્રાહ્મણે ક્ષત્રીઓનો પરાજય કરી તેઓનો નાશ કર્યો ને તેઓનો નિર્વંશ કર્યો. માત્ર એક વંશ (કુળ) ક્ષત્રીનું રહ્યું. તે દશરથના પુત્ર રામે પરશુરામને નસાડી કોકણપટ્ટીમાં સંસ્થાન સ્થાપી રહેવાની આજ્ઞા કરી. એવી રીતે રાજ્ય થાળે પાડી રામ (વિષ્ણુના અવતારી પુરૂષ મનાય છે તે) તે વખતના આર્ય પ્રજાના ચક્રવર્તી રાજેન્દ્ર થયા અને આખા ભરતખંડમાં તેઓની આણ મનાઈ; તોપણ બ્રાહ્મણોનું જોર રાજ્યમાં તથા મૂલકમાં સર્વોપરી રહ્યું. કોઈથી બ્રાહ્મણનું નામ લેવાય નહિ. શ્રી રામ રાજાથી તે ચંદ્રગુપ્ત સૂધી બ્રાહ્મણો રાજાના ખરા સલાહકાર તથા ધનુર્વિદ્યા શીખવનારા ગુરૂ હતા તથા ધર્મગુરૂ પણ તે હતા. સંવત આરંભ પૂર્વે ૪૦૦ વરસ ઊપર બૌદ્ધનો અવતાર થયો તે વખતથી બૌદ્ધનું પ્રાબલ્ય વધ્યું તે સંવત ૭૦૦ના સુમાર સુધી ધર્મગુરૂઓ તથા બૌદ્ધમતના આચાર્યો બ્રહ્મચર્યવૃત પાળનારા થયા. તેઓને લગ્ન કરવાની છૂટ નહિ અને જેઓ તપ, દમ, ક્ષમા વગેરે તેઓના પાંચ મોટા સિદ્ધાંત પ્રમાણે વર્ત્તનારા તથા ઈશ્વરોપાસનામાં તત્પર તેજ તેઓના આચાર્યો થયા. પછી તે જન્મથી બ્રાહ્મણ કે ક્ષત્રી કે વૈશ્ય કે શૂદ્ર હોય તેની ફિકર નહિ. ઉપર કહ્યા પ્રમાણે બ્રાહ્મણોનું જોર એ ૧૧૦૦ વરસોમાં ગુજરાતમાં કેવળ નહિ સરખું થયું. તે સંવત ૭૮૨માં ચાવડા વંશના વનરાજે પાટણ રાજ્યધાની કરી રાજ્ય સ્થાપ્યું, ત્યારે પ્રાદુર્ભાવ પામ્યું. એ વખતે બ્રાહ્મણોમાં ઘણી ન્યાત નહતી. ગુજરાતમાં બ્રાહ્મણોની વસ્તી આવી, ને તૈલંગણના રાજા તીલવદેવની સાથે કાંઈ દક્ષિણી બ્રાહ્મણ પણ આવ્યા. તેઓ રાજ્ય સ્થાપવાના ઈરાદાથી આવ્યા નહોતા તેથી તે ઘણા દિવસ રહ્યા નહિ. ગૂજરાતમાં બ્રાહ્મણની વસ્તી ન હતી, ને હતી તે સોરઠ પ્રાંતમાં કે આબુગઢ નજીક હતી. તે સઘળા ઔદિચ્ય હતા એવું અનુમાન થાય છે. ગુજરાત ઘણો ખરો જંગલી મુલક હતો. ભીલ કોળી વગેરેની વસ્તી હતી. પછી સોળંકી

વંશના મૂળરાજ અને તેના વંશજ કરણ તથા સિદ્ધરાજે મોટા મોટા યજ્ઞ કર્યા તેમાં વિદ્વાન ચારે વેદના જાણનારા બ્રાહ્મણો સરસ્વતિ (પંજાબમાંની) કાંઠેથી સરવર્યા, ગંગાતીરે કનોજથી કાન્યકુબ્જ. મિથીલ દેશ કાશીથી મિથીલ, ઉત્કલદેશથી ઉત્કલા, તથા નદીઆથી ગૌડ એ ન્યાતિના બ્રાહ્મણોને બોલાવી યજ્ઞ કર્યા. અને તેઓમાંના ઘણાએકને પુષ્કળ ધર્મ, દાન, ગામ વગેરે આપી ગૂજરાતમાં રાખ્યા, તે ગૂજરાતી બ્રાહ્મણો થયા. અને તેઓ ઉત્તરેથી આવ્યા માટે ઉદિચ્ય–ઔદિચ્ય કે ઓદિચ નામ ધારણ કર્યું. તેઓ વિષે આવતા પ્રકરણમાં વિવેચન કરીશું.

---

# પ્રકરણ ૪ થું.

## ગૂજરાતી બ્રાહ્મણોની ન્યાતો.

ઉપર ત્રીજા પ્રકરણાં બ્રાહ્મણો જે ઉત્તરેથી આવી ગૂજરાતમાં સંસ્થાન કરી રહ્યા, તે ઔદિચ્યો પોતાના અસલ વેદ, તેની શાખા, ગોત્ર, પ્રવર, ઇષ્ટદેવ, ગોત્રજ (માતા), ગણપતિ એ સર્વ પરાપૂર્વ પ્રમાણે રાખી રહ્યા. કેટલાક ઋગ્વેદી, કેટલાક શુક્લ યજુર્વેદી, કેટલાક કૃષ્ણ યજુર્વેદી, કેટલાક શામવેદી, ને કેટલાક અથર્વવેદી, એવી રીતે ચારે વેદના બ્રાહ્મણો છે. હાલમાં પણ તેઓને તે વેદ પ્રમાણે ક્રિયા, કર્મ, વિધિ વગેરે કરાવે છે.

ઋગ્વેદની પાંચ શાખા* (શાંકલા, બાંકલા, આશ્વાલાયન, શાંખાયન, માણ્ડુકાયન) (વેદ ઝાડને તેની ડાળી તે શાખા) તેમાંથી હાલ જાણવા પ્રમાણે ત્રણ રહી છે. શાંખાયન, આશ્વલાયન ને માણ્ડુકાયન. વળી શાખા શાખામાં પણ ભેદ છે. એક એક શાખામાં પણ કેટલાંક ગોત્ર (ઋષિઓનાં કુટુંબ) તે તે ઋષિઓના નામપરથી ઓળખાય છે. જેમ કે ભરદ્વાજ ઋષિઓના વંશના ભારદ્વાજ ગોત્રી, કશ્યપ ઋષિના વંશના કાશ્યપ ગોત્રી, એ રીતે ગોત્ર. ગોત્રમાં પ્રવર પાંચ કે ત્રણ હોય છે. ઋષિઓએ પોતાની શાખાના ભેદ પ્રમાણે વેદ, સૂત્ર મંત્રનો ફેરફાર કરેલો હોય છે, ને જેટલા શિષ્ય બ્રહ્મચારી રહી તે પ્રમાણે પાઠ કરી તે પ્રચારમાં લાવ્યા હોય તેમની નામના રહેવા માટે તેમનાં નામનાં પ્રવર પડયાં-હોય, જેમ કે, ગાર્ગીશ (ગર્ગ ઋષિનું ગોત્ર. તેની શાખા પઠનવાળી રીત ત્રણ શિષ્યોએ બ્રહ્મચર્ય વૃત્ત રાખી પ્રચારમાં આણી તે ભાલંદન. વત્સ ને ગર્ગ એવા ત્રણ શિષ્યો તે પ્રવર. એવી રીતે ઋગ્વેદમાં ગોત્ર હતાં તેમાં હવે ૩ રહ્યાં છે.

યજુર્વેદમાં કૃષ્ણ યજુર્વેદમાં ૭૧ ગોત્ર છે ને શુકલ યજુર્વેદમાં ૧૫ ગોત્ર છે. તેમાં હવે બહુ થોડાં રહ્યાં છે. ઘણાં નિર્વંશ થઈ ગયાં છે. યજુર્વેદમાં ૧૮ શાખાઓ હતી એમાં બે ભેદ

---

* વેદ મોઢે પઠન કરવામાં આવતા તે વખતે લખવા વાંચવાની કળા નહિ હોય તેથી તેમાં મોઢે ભણતાં સ્વર, હ્રસ્વ દીર્ઘ તથા અક્ષરમાં પાઠફેર થઈ જવાનો સંભવ તેથી જે જે ઋષિઓએ જેવી જેની રીતે શીખવવાની તથા ભણવાની રીત રાખી હોય તે તેના નામની શાખા કેહેવાઈ. કાણ્ડવી શાખા કાણ્ડવ નામના ઋષિની શીખવવાની તથા ભણવાની પદ્ધતિ.

કૃષ્ણ ને શુકલયજુ. કૃષ્ણયજુમાં માત્ર બે શાખા છે. શુકલયજુમાં ૪ શાખાઓ છે, માધ્યાયની, કાણ્વી, આપસ્તંબી અને તૈત્રી.

શુકલ યજુર્વેદની ત્રણ શાખાનાં ૧૫ ગોત્રમાં ૮ કે ૯ રહ્યાં છે. તેઓના નામ ભારદ્વાજ, કૃષ્ણાત્રી, ગાર્ગેશ, કૌંડલીશ, માઠર, હાર્તિશ, વાલ્મીક, કાશ્યપ વગેરે. શાખા પરત્વેસ્વર લેવાની રીત જુદી જુદી. કાણ્વી શાખાના સ્વર લેવાની રીત કંઠથી એટલે કંઠ ઊંચો નીચો ડાબો જમણો એવી રીતે સ્વર લેવાની રીત, માધ્યાયની શાખાના સ્વર પણ કંઠ સ્વર, પણ ષને ખ, યને જ બોલાય છે. યજુર્વેદની સંહિતાના ૪૦ અધ્યાય છે. શાખા પરત્વે ગૃહ્યસૂત્ર; તે પ્રમાણે દરરોજ વિધિ નિત્યે કરવી જોઈએ.

શામ વેદની શાખા ૨ રહી છે. કૌથમી ને ગોભીલ. ગોત્ર ૧૫ હતાં તેમાં હાલ ૭ રહ્યાં છે. એ વેદનાં મંત્ર હસ્ત સ્વરે પઠન થાય છે, એટલે મંત્ર બોલતાં ઊંચા નીચા જમણા ડાબા હાથ હલાવવામાં આવે છે. એ વેદની સંહિતાના ૧૫ અધ્યાય છે.

અથર્વ વેદના બ્રાહ્મણ ગુજરાતમાં કન્યાળી તથા ભાવનગર તથા લુણાવાડામાં છે. બીજે ઠેકાણે જાણવામાં નથી.

ગુજરાત, સૌરાષ્ટ્ર તથા કચ્છ દેશમાં જે ગુજરાતી બ્રાહ્મણોની વસ્તી છે તેમાં શુદ્ધ ગૂજરાતના તથા દક્ષિણના મહારાષ્ટ્રી બ્રાહ્મણ જે ગૂજરાતમાં આવી વસ્યા તથા સર્વે રીતે ગૂજરાતી થયા તે, ભાષા પહેરવેશ તથા ધર્મ વગેરેની ક્રિયામાં ગુજરાતી જેવાજ થયા. પંચગૌડમાંના બ્રાહ્મણો જેઓ પણ સર્વે રીતે ગૂજરાતી થયા, તેઓ છે. તોપણ તેઓના આચાર, વિચાર, વિધિઓ, ક્રિયા પહેરવેશથી તથા ભાષાથી બારીક રીતે અવલોકન કર્યાથી તેઓના મૂળસ્થાનની પરીક્ષા કરાય છે. કઈ ન્યાતના બ્રાહ્મણો અસલ દક્ષિણી તથા કઇ ન્યાતના અસલ પંચગૌડમાંના તે વિષે તે ન્યાતિના વિવેચન કરતી વખત લખવામાં આવશે.

ગૂજરાતી બ્રાહ્મણોની ન્યાતિઓનાં નામ લખ્યા પહેલાં દર્શાવવું જોઈએ કે દરેક ન્યાતિના બ્રાહ્મણો પોત પોતાના કર્મ વિધિ કરતાં જે જે વેદ જે જે શાખા તથા તેમના ગોત્રના ઋષિના જે જે મત તે તે પ્રમાણે જુદી જુદી રીતે વિધિઓ કરે છે. પોતપોતાના કૂળના (ગોત્રના) ઈષ્ટ દેવ, ગણપતિ તથા ગોત્રજને (માતા) વધામણા તથા નૈવેદ કરે છે તે નિમિત્તે બ્રાહ્મણ ભોજન થાય છે. તે થાય ત્યારેજ દરેક કર્મની સમાપ્તિ થાય છે. ગૂજરાતમાં ૧૦૦ ઉપર બ્રાહ્મણની ન્યાતો છે પરંતુ જે જાણવામાં આવેલી છે તેઓના નામ નીચે પ્રમાણે છે.

૧ વડનગરા નાગર, ૨ વીશનગરા નાગર, ૩ સાઠોદરા નાગર, ૪ પ્રશ્નોરા નાગર, ૫ ચીત્રોડા નાગર, ૬ કૃષ્ણોરા નાગર, (એ નાગરોમાં તડાં પડયાં છે. અગર કંઈ ધર્મ સંબંધી રૂઢી વિષે મત્તભેદ પડીને બીજી પેટા ન્યાતો થઇ છે. જેવી કે બારડ વડનગરાની ન્યાત, બારડ વીશનગરાની ન્યાત, બારડ સાઠોદરાની ન્યાત, એવી રીતે સઘળા નાગર બ્રાહ્મણની ન્યાતમાં બારડ નામે પેટા ન્યાત થઇ છે; ૭ મોઢ ચાતુર્વેદી, ૮ મોઢ તાંદળજા, ૯ મોઢ ત્રિવેદી, ૧૦ મોઢ જેઠીમલ, ૧૧ મોઢ અગિઆરસા. ૧૨ મોઢ ધીણોજા, ૧૩ ભટ-

ગેવાડા, ૧૪ ત્રવાડી મેવાડા, ૧૫ ઔદીચ્ય સહસ્ર, ૧૬ ઔદિચ્ય ટોળકીઆ, (૧૭ પેટામાં કોળી ગોર ઔદિચ) ૧૭ બાજ ખેડાવાળ, ૧૮ ભીતરા ખેડાવાળ, ૧૯ રાયકવાળ મોટી ન્યાત, ૨૦ રાયકવાળ નાની ન્યાત, ૨૧ મોતાળા, ૨૨ રોઢવાળ, ૨૩ રવાળ, ૨૪ હરસોલા, ૨૫ ખોરસદા, ૨૬ વાલમ, ૨૭ વળાદરા, ૨૮ અનાવલા (ભાઠેલા), ૨૯ સારસ્વત, ૩૦ પુષ્કરણા (પુષ્પરણા), ૩૧ કંડોળીઆ, ૩૨ ગિરનારા, ૩૩ સાચોરા, ૩૪ શ્રીમાળી, ૩૫ રાજગરા, ૩૬ કરાડા, ૩૭ ગુગળી, ૩૮ સોમપરા, ૩૯ જંબુ, ૪૦ કપિલ, ૪૧ ગોમતીવળ, ૪૨ અબોટી, ૪૩ બોધ્ય ૪૪ સીડાવાળ, ૪૫ ભાર્ગવ, (દશા, વીશા ભાર્ગવ) ૪૬ ઉનેવાળ, ૪૭ પલ્લીવાળ, ૪૮ ચોરાશી મેવાડા, ૪૯ ખડાયતા. ૫૦ શ્રીગોડ માળવી, ૫૧ શ્રીગોડ નવા અગર મવાળ, ૫૨ ઉદંબર, ૫૩ દધીચ, ૫૪ ગયાવાળ, ૫૫ અગસ્તવાળ, ૫૬ ઝાલોરા અથવા ઝારોળા, ૫૭ નાપલા, ૫૮ નાંદોલા, (નાંદેરા) ૫૯ નંદવાણા, ૬૦ નારદીકા, ૬૧ નરસીપરા, ૬૨ પારાસરીઆ, ૬૩ પોરવાળીઆ, ૬૪ મેતવાળ, ૬૫ માગવાળ, ૬૬ રાયથડા, ૬૭ સારથીપરા, ૬૮ સોરઠીઆ, ૬૯ તળાજીઆ, ૭૦ વાયડા, ૭૧ ગોહેલવાડી ઔદિચ્ય, ૭૨ ઝાલાવાડી ઔદિચ્ય, ૭૩ મચ્છુકાંડીઆ ઔદિચ્ય.

ગુજરાતી બ્રાહ્મણમાં એકજ ન્યાતના બ્રાહ્મણમાં જુદા જુદા વેદના બ્રાહ્મણો તથા જુદી જુદી શાખાના બ્રાહ્મણો છે. જેમ કે ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણની ન્યાતમાં કેટલાક ઋગ્વેદી. આશ્વલાયન શાખાના તેમજ યજુર્વેદી માધ્યાયની શાખાના બ્રાહ્મણ છે. તેઓ પોતપોતાના સંસ્કાર તથા કર્મો પોતાપોતાના વેદ તથા શાખા પ્રમાણે કરે છે. તેમજ વડનગરાની ન્યાતમાં ઋગ્વેદી. યજુર્વેદી, શામવેદી તથા અથર્વ વેદી તથા હીરણ્યકેશી શાખાના, માધ્યાયની શાખાના, તથા તૈત્રી શાખાના બ્રાહ્મણો છે. (એ ઉપરથી વડનગરમાં રહેલા ઔદિચ્ય વડનગર બ્રાહ્મણ થયા હોય એમ સિદ્ધ થાય છે.)

# ભાગ ૨ જો.

## ગુજરાતી બ્રાહ્મણોમાં ૧૬ સંસ્કાર.

## પ્રકરણ ૧ લું.

### ગર્ભાધાન સંસ્કાર.

'ગર્ભાધાન સંસ્કાર':—કેટલાએક ગુજરાતી બ્રાહ્મણોની ન્યાતમાં સર્વે સંસ્કાર સમયે સમયે કરે છે. એટલે ગર્ભાધાન ગર્ભ ધારણ કરતી વખતેજ વિધિપૂર્વક કરે છે. રૂતુદાન* આપતી વખતેજ એ વિધિ કરે છે અને કેટલીક ન્યાતિઓમાં ગર્ભાધાન, પુંસવન તથા સીમંત એ ત્રણે વિધિઓ સીમંતોન્નયન સમયે સાથેજ કરે છે. તેમાં રૂતુ શાંતિ પણ કરવાનો ચાલ છે.

ગર્ભાધાન સંસ્કારની વિધિ જુદા જુદા વેદમાં તથા તેઓના જુદા જુદા ગૃહ્યસૂત્રમાં જુદી જુદી વિધિઓ તથા સૂત્રો તથા મન્ત્રોએ થાય છે. તે નીચે પ્રમાણે મન્ત્રોક્ત તથા સૂત્રોક્ત રીતે થાય છે. એ માટે પોતપોતાની શાખા પ્રમાણે કર્મ વિધિ કરાવવાને ગોર (ઉપાધ્યાય) જોઈએ તેથી સર્વે બ્રાહ્મણોને (ક્ષત્રી, વૈશ્યને પણ) કૂળ ગોર હોય છે; એટલે કૂળનો ગોરજ તેની રીત ભાતથી વાકેફ હોય તેજ ગોર, અને તે પછી તેના કુટુંબનોજ ગોર હોય; નહિ તો ગમે તે વિધિએ કર્મ કરાવે. તોપણ હાલમાં કૂળગોર (ઉપાધ્યાય)પણામાં નિર્વાહ નહિ થવાથી બીજા ધંધા કરવા લાગ્યા. તેથી પોતપોતાના કૂળ જજમાને તેઓને છોડી દીધા, અને બીજા ગોર પાળ્યા છે એવું પણ જોવામાં આવે છે. તથાપિ કૂળગોર પોતાનું દાપું એટલે પોતાના હકનું દાન લીધા વિના રહેતા નથી.

### ગર્ભાધાન વિધિ.

'ગર્ભાધાન':—ગર્ભાધાન (ગર્ભ+આધાન) આધન=સ્થાપન ગર્ભાધાન એટલે ગર્ભ સ્થાપન, ગર્ભસ્થીરકરણ=ગર્ભ સ્થીર કરવો. એ પ્રથમ સંસ્કાર છે. કારણ કે તે આ જન્મમાં મૂળે પ્રથમ એજ વિધિ છે અને 'નિષેક' કે 'ઋતુદાન' કે 'ચતુર્થી કર્મ' પણ કહે છે. એ વિષે મનુ સ્મૃતિમાં કહ્યું છે કેઃ—

निषेकादि श्मशानान्तो मन्त्रैर्यस्यो दितो विधिः

અર્થઃ—નિષેક=ગર્ભસ્થાપન પ્રથમ સંસ્કાર આદિ લઈને મૃત્યુ સૂધી વેદ મન્ત્રો વડે વિધિ કહી છે. ગર્ભસ્થાપન કરવો તે પણ વિચારથી તથા વેદ મન્ત્રો વડે કરવો. જ્યારે શરીર અતિ દૃઢ, ઈન્દ્રિઓ, બળ, પરાક્રમ, યૌવનાવસ્થાદિક હોય, સ્ત્રી પુરૂષને પરસ્પર યથાયોગ્ય

* ગૂજરાતી બ્રાહ્મણોમાં ઋતુ શાંતિ કરવાનો ચાલ નથી પણ ઋતુ આવ્યા પહેલાં અગર પછી ગમે તે વખતે ઋતુદાન આપવામાં આવે છે. એ શ્રુતિ, સ્મૃતિ, શાસ્ત્ર પુરાણો વગેરેથી વિરૂદ્ધ છે અને તેથી સંતતિ તથા સ્ત્રી નિર્વીર્ય, અપરાક્રમી, અવિચારી વગેરે નીપજે છે.

પ્રીતિ હોય ત્યારે વ્યવહારની રીતે તથા મન્ત્રે ગર્ભ સ્થાપન કરવો તથા તેનું સંરક્ષણ§ કરવું. શતપથના ૧૪મા કાણ્ડના ૯મા અધ્યાયમાં કહ્યું છે કે:—

सयः कामयेत महत्प्राप्नुयामित्युदगयनऽआपूर्यमाणपक्षे पुण्याहे द्वादशाह मुपवसद्व्रती भूत्वौदुम्बरेकं ऽ॒सेचमसे वा सर्वौषधं फलानीति सम्भृत्येत्यादि

અર્થઃ—જે પુરૂષ એવી ઇચ્છા રાખે કે મહાગુણ યુક્ત સંતાન મને પ્રાપ્ત થાય, તેણે પૂરાચંદ્ર શુક્લ પક્ષે અયન સમયે પોતાને પ્રસન્ન (પુણ્ય) દિવસ યોજીને બાર (૧૨) દિવસ સૂધી ઉમરાના લાકડાંને એક પાત્ર (વાસણ) તથા તેનાજ લાકડાંની રવી (રવૈ) કરીને તે વડે સર્વૌષધી (જે વૈદકમાં કહી છે) તે પુષ્ટિ, આરોગ્યતા, બળ અને બુદ્ધિ વધારે તેવી છે, તે લઇને દૂધમાં ભેળી તે દૂધ જમાવી (મેળવી) તે વરોળીને તેનું માખણ નીકળે તેનું ઘી કરે અને તેમાં સુગન્ધિયુક્ત મશાલો થોડો નાંખીને તેમાંથી હરરોજ સ્ત્રી પુરૂષ બંને થોડું થોડું ખાય, પછી એજ ઘી આગળ કહેવામાં આવે તે પદાર્થ સાથે ખાવું. વળી ૧૦મા કાણ્ડમાં કહ્યું છે કે:—

अथ यामिच्छेत् । गर्भंदधीतेति तस्यामर्थं निष्ठाप्य मुखेन मुख ऽ॒ सन्धाया पान्याभि प्राण्यादि न्द्रियेण ते रेतसा रेत आ दधामीति गर्भिण्येव भवति ॥ १० ॥

અર્થઃ—પતિ પોતાની પરણેલી સ્ત્રીને ચાહે ને સ્ત્રી પોતાના પતિને ચાહે, પરસ્પર પ્રીતિ વડે ગર્ભ ધારણ કરવાની ઇચ્છા કરે તે દહાડે તે બંને ગર્ભ ધારણ કરવાને સમયે (પુરૂષના શરીરમાંથી વીર્ય નીકળતી વખતે અને સ્ત્રીના શરીરમાં તે જતી વખતે) બંને સ્થીર થઈ જાય, સીધા શરીર રાખે એટલે મોં સન્મુખ મોં, નાક સન્મુખ નાક, આંખ સન્મુખ આંખ, હૃદય સન્મુખ હૃદય, દુંટી સન્મુખ દુંટી, અર્થાત્ બંને સીધાં રહે. બરોબર અનુસંધાન કરી પુરૂષ* પ્રાણ વાયુનું મોંથી આકર્ષણ કરી વીર્ય પાડે અને સ્ત્રી અપાન વાયુનું યોની દ્વાર ઉપર આકર્ષણ કરી અંદર વીર્યને સ્થીર કરે. જ્યારે બનેની સ્થીતિ સિથિલ થઈ જાય ત્યારે બંનેએ જુદા પડી જઈ બંને જણે પાંચ દશ મિનિટ રહી સ્નાન કરવું. તે પછી પ્રથમ કહેલી સુગન્ધીયુક્ત ઔષધી લેવી અને પછી થોડું દૂધ રૂચી થાય તેટલું બંને જણે પીવું. એ પછી પોતપોતાની જુદી જુદી પથારીમાં સૂવું. જ્યારે જ્યારે ગર્ભ સ્થાપન કરવામાં આવે ત્યારે ત્યારે ઉપર કહેલી રીતે કરવું. એટલે રાતના ૧૦ વાગતાથી ૨ વાગતા સુધી એ સમય છે. વળી એજ ગ્રંથના ૧૩, ૧૪, ૧૫, ૧૬, ૧૭મા કાણ્ડમાં કહ્યું છે કે:—

सय इच्छेत् । पुत्रो मे गौरो जायेत वेद मनुब्रुवीत सर्वमायु रियादिति क्षीरौदनं पाचयित्वा सर्पिष्मन्त मश्नीयातामीश्वरौ जनयित वै ॥ १३ ॥ अथ

§ સંરક્ષણ અને રક્ષણમાં ફેર એ જે સં. ઉપસર્ગ=રૂડી રીતે એમ થાય છે. એ સંસ્કૃતમાં વેદ વાણીમાં વિશેષ આવે છે. * આ જગ્યાએ બહુ ઉઘાડું નાગું લખાયું છે પણ કાંઈનો ખરેખરો અર્થ કરતાં એવું લખવું પડ્યું છે તે વાંચનારે માફ કરવું. ગ્રંથ કર્તા.

य इच्छेत् । पुत्रो मे कपिलः पिंगलो जायेत द्वौ वेदावनुब्रवीत सर्वमायुरियादिति दध्योदनं पाचयित्वा० ॥ १४ ॥ अथ य इच्छेत् । पुत्रो मे श्यामो लोहिताक्षो जायेत त्रीन्वेदाननुब्रवीत सर्वमायु रियादित्युदौदनं पाचयित्वा० ॥ १५ ॥ अथ य इच्छेत् । दुहिता मे पण्डिता जायेत सर्वमायुरियादिति दध्योदनं पाचयित्वा० ॥ १६ ॥ अथ य इच्छेत् । पुत्रो मे पण्डितो विजिगीथः समितिंगमः शुश्रूषितां वाचं भाषिता जायेत सर्वान्वेदाननुब्रुवीत सर्वमायुरियादिति मा ऽसौदनं पाचयित्वा सर्पिश्मन्तमश्नीयातामीश्वरौ जनयित वाऽऔक्षणेन वार्षभेण वा ॥ १७ ॥

અર્થઃ—૧૩. કોઈ ઇચ્છે કે મારો પુત્ર ગોરો ઉત્પન્ન થાય તથા એક વેદ પાઠી તથા પાઠક (શીખવનાર) થાય, તથા સો વર્ષવાળો થાય તેણે પૂર્વોક્ત ઘીયુક્ત દુધપાક નિત્ય ખાવો અને ઉચિત્ સમયે ઋતુદાન કરવું. એટલે બેઉ જણ ઇશ્વર જેવો પુત્ર ઉત્પન્ન કરે. ૧૪ જે કોઈ ઇચ્છે કે મારો પુત્ર પીળા કેશવાળો તથા પીળાં નેત્રવાળો તથા બે વેદ પાઠી તથા પાઠક તથા સો વર્ષ જીવવાવાળો ઉત્પન્ન થાય. તો તેણે દહીંમાં ચોખા રાંધી પૂર્વોક્ત ઘીમાં નાંખી ઔષધિ સાથે યથારૂચી ખાઈ ઋતુદાન કરવું. ૧૫ કોઇ ઇચ્છે કે મારો પુત્ર શ્યામવર્ણ રાતાં નેત્રવાળો, ત્રણ વેદ પાઠી, પાઠક તથા સો વર્ષના આવરદાવાળો ઉત્પન્ન થાય તો તેણે પાણીમાં ચોખા રાંધી તેનો ભાત કરી તે પૂર્વોક્ત ઘીમાં નાખી યથારૂચી ખાઈ ઉચિત્ સમયે ઋતુદાન કરવુ. એટલે કહ્યા પ્રમાણે પુત્ર ઉત્પત્તિનો સંભવ છે. ૧૬ જે કોઈ ઇચ્છે કે મારી દીકરી પંડિત તથા સો વર્ષના આવરદાવાળી ઉપજે તેણે તલ તથા ચોખા પાણીમાં સીઝવી તે પૂર્વોક્ત ઘી સાથે ખાવું. ૧૭ જે કોઈ ઇચ્છે કે મારો દીકરો સદસદ્વિચારવંત, શત્રુઓને જીતવાવાળો તથા પોતે કોઈથી જીતાય નહિ (અજીત), યુદ્ધમાં ગમનવાળો, હર્ષવાળો તથા નિર્ભયવાળો તથા છટાદાર ભાષણ કરવાવાળો તથા સર્વ વેદ વેદાંગ વિદ્યાપાઠી તથા પાઠક તથા સો વરસનુ આવરદા ભોગવવાવાળો ઉત્પન્ન થાય, તેણે માંસ સાથે ભાત પૂર્વોક્ત ઘી સાથે ખાવું.* ઋતુદાનના સમય કયા છે તે વિષે મન્વાદિ ઋષિઓએ જે નિયમ કહ્યા છે તે :—

ऋतुकालाभिगामीस्यात्स्वदार निरतःसदा ।
पर्ववर्ज्जं व्रजेच्चैनां तद्व्रतो रतिकाम्यया ॥ ४५ ॥
ऋतुःस्वाभाविकः स्त्रीणां रात्रयः षोडशस्मृताः ।
चतुर्भिरितरैः सार्धमहोभिः सद्विगर्हितैः ॥ ४६ ॥
तासामाद्याश्चतस्त्रस्तु निन्दितैकादशी च या ।

* એ વાત એક દેશી છે દેશકાળને અનુસરી વર્તવું.

त्रयोदशी च शेषास्तु प्रशस्ता दशरात्रयः ॥ ४७ ॥
युग्मासु पुत्रा जायन्ते स्त्रियोऽयुग्मासुरात्रिषु ।
तस्माद्युग्मासु पुत्रार्थी संविशेदार्त्तवेस्त्रियम् ॥ ४८ ॥
पुमान्पुंसोधिके शुक्रे स्त्री भवत्यधिके स्त्रियाः ।
समेऽपुमान्पुंस्त्रियौ वा क्षीणेल्पेच विपर्ययः ॥ ४९ ॥
निंद्या स्वष्टासु चान्यासु स्त्रियो रात्रिषु वर्जयन् ।
ब्रह्मचार्येव भवति यत्र तत्राश्रमे वसन् ॥ ५० ॥

૪૫. ગૃહસ્થ હોય તે સર્વ કાળ ઋતુદાન તથા પ્રીતિ સ્વસ્ત્રી સાથે કરે. તેણે એક પત્ની-વૃત્ત સદા રાખવું. કામવાસના તથા સંતાન ઇચ્છાના હેતુથી અમાવાસ્યા તથા પૂર્ણિમા વર્જ્ય કરી પોતાના લગ્નની સ્ત્રીને પ્રીતિયુક્ત ઋતુદાન સંતાનોત્પત્તિ માટે કરવું. ૪૬. સ્ત્રીઓને ઋતુકાળ સ્વાભાવિક થાય છે. તેથી જે દહાડે રજોદર્શન થાય તે થકી ૧૬ દિવસ સુધી ઋતુદાનની અવધિ છે. તેમાં પ્રથમ, બીજો, ત્રીજો, ચોથો દિવસ નિન્દિત છે તે સાથે સોળ દહાડા થાય છે. ૪૭. એઓમાં પહેલી ચાર રાત્રી છોડી દઈ ૧૧મી તથા તેરમી રાત્રી વર્જીત કરી છે. બીજી જે દશ રાત બાકી રહી તેમાં ઋતુદાન ઉચિત્ કહ્યું છે. વળી તેમાં (પૂર્વોક્ત) અમાવાસ્યા અગર પૂનેમ આવે તે પણ વર્જવાનું કહ્યું છે. રજોદર્શનના ચાર દિવસ સ્ત્રી સાથે સમાગમ કર્યાથી પુરૂષનું આયુષ, તેજ, બળ, તથા બુદ્ધિની હાની થાય છે. કેમકે એ ચાર દિવસ સ્ત્રીના શરીરમાં રોગિષ્ટ ગરમી રહે છે તથા ગર્ભ પણ સ્થીર રહેતો નથી તથા બીજી નિષેધેલી રાત્રીએ સ્ત્રીનો ધાતુ વિષમ થાય છે. માટે તેઓ પણ વર્જીત કહી છે. ૪૮. બેકીની રાત્રી એટલે ૬ઠી, ૮મી, ૧૦મી, ૧૨મી, ૧૪મી એ રાત્રીઓમાં ઋતુદાન કરવાથી પુત્ર ઉત્પન્ન થાય છે. કારણ કે એઓમાં સ્ત્રીનું વીર્ય ઓછું રહે છે. એકીની રાત એટલે ૫ મી ૭મી, ૯મી એ રાત્રીઓએ ઋતુદાન કરેથી કન્યા ઉત્પન્ન થાય છે કેમકે એ રાત્રે સ્ત્રીનું રક્ત અધિક રહે છે. ૪૯. એટલે પુરૂષના અધિક વીર્યથી પુત્ર. અને સ્ત્રીના અધિક રક્તથી કન્યા ઉત્પન્ન થાય છે. બેઉના સમતોલ (બરાબર) વીર્ય અને રક્તથી નપુંસક ઉત્પન્ન થાય છે. અને કમી વીર્યથી ગર્ભ રહેતો નથી. ૫૦. પૂર્વોક્ત આઠ નિન્દિત રાત્રી વર્જીત કરવાની લખી છે તે મૂકી દઈને બીજી બાકી રહેલી આઠ રાત્રીએ જે ઋતુદાન કરે તે ગૃહસ્થાશ્રમમાં તેજ બ્રહ્મચારી પણ થાય છે. એટલે ગૃહસ્થે (સ્ત્રી પુરૂષે) એક મહિનામાં પૂર્વે કહ્યા પ્રમાણે એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાતને આઠ દહાડામાં એક એકવાર ગર્ભસ્થાપન ક્રિયા કરવી. તેમ નહિ કરે તો પોતાનું શરીર તથા સંતાન નબળું તથા રોગી થઈ જઈ દુઃખ પ્રાપ્ત થવાનો સંભવ થાય છે. ચારે વેદોમાં ગૃહ્યસૂત્રોમાં પણ એવી રીતે ગર્ભાધાનની ક્રિયા લખી છેઃ—

### ऋग्वेदस्य आश्वलायन गृह्यसूत्र अध्याय १ खंड १३.

उपनियदि गर्भलम्भनं पुंसवनमनवलोभनं च ॥ १ ॥ यदि नाधियात तृतीये

गर्भमासे तिष्येणोपोषितायाः सरूपवत्सायाः गोर्दधनि द्वौ द्वौ मासौ यवं च दधि प्रसृतेन प्राशयेत् ॥ २॥ किं पिबसि किं पिबसीति पृष्ट्वा पुंसवनं पुंसवनमिति त्रिः प्रतिजानीयात् ॥ ३ ॥ एवं त्रीन् प्रसृतान् ॥ ४ ॥

અર્થઃ—બ્રહદારણ્યક ઉપનિષદ્‌માં ગર્ભલાભ ને પુંસવન્ તે નહિ કરવું એમ લખ્યું છે. જે સ્ત્રી ગર્ભ ધારણ ન કરે તેને શંખવલ્લી આદિ ઔષધિ ખવરાવવી, ગાયનું દહીં તથા જવના દાણા ખવરાવવા. ૨. શું પીવું છે, શું પીવું છે, એમ તેને પૂછવું, તે કહે કે પુંસવન્. એ રીતે ત્રણ ચાર વાર ઔષધ પાવું. ૩. એ પ્રમાણે ત્રણ ચાર વાર પૂછવું, અને પાવું.

યજુર્વેદ ગૃહ્યસૂત્રમાં પણ એજ પ્રમાણે લખ્યું છે.

अथ गर्भाधानꣳस्त्रिया पुष्पवत्याश्चतुरहादूर्ध्वꣳस्नात्वा विरुजाया स्तस्मिन्नेव-दिवा आदित्यं गर्भमित्यादित्यमवेक्षते गृहे वा स्नापयित्वा तामभिगच्छेदितिश्रुते स्तस्मिन्प्रजायाः संभवकाले निशायां कूर्याद्यादि दिवा मैथुनं व्रजे क्लिबा अल्पवीर्या अल्पायुषा श्च प्रसूयन्ते तस्मादेतद्वर्ज्जयेत्प्रजाकामो गृही श्रुति-स्मृतिविरोधाभ्यां दक्षिणेन पाणिना ऊरूप्रसार्य प्रजास्थानमभिमृशति पूषा भगꣳसविता मे ददातु रुद्रः कल्पयति ललामगुं विष्णुर्योनिं कल्पयतु त्वष्टा-रुपाणि पिꣳशतु ॥ आसिंचतु प्रजापतिर्द्धाता गर्भं दधातु ते । गर्भं धेहि सिनिवालि गर्भं धेहि पृथुष्टुके । गर्भं ते अश्विनौ देवा वा धत्तां पुष्करस्त्र-जाविति सꣳसृजेथा स्तेजो वैश्वानरो दद्या द्ब्रह्माण मा मन्त्रयते ब्रह्मा गर्भं दधात्विति प्राङ्मुख उदङ्मुखो वोपाविष्टो मन्थेद्रेतो मूत्रमिति चैके स्त्रावर्णं कुर्यात् ॥ १४ ॥ सा यदि गर्भं न दधीत सिꣳह्याः श्वेतपुष्पा उपोष्य पुष्येण मूलमुत्थाप्य चतुर्थेहनि स्नातायां निशायामुदपेषं पिष्ट्वास्या न्नासिका या दक्षिणमासिंचती यमोषधी त्रायमाणा सहमाना सरस्वती । अस्या अहं बृहत्याः पुत्रः पितुरिव नाम जग्रभमिति ॥ १५ ॥

અર્થઃ—ચાર દહાડા ગયા પછી પાંચમે દિવસે રજસ્વલા સ્ત્રી શુદ્ધ થાય તે દહાડે આદિત્યંગર્ભમિતિ મંત્રથી સ્નાન કરીને પછી સૂર્યદર્શન કરવું. પછી પતિનું દર્શન કરવું પછી રાત્રે તેણે ઋતુદાન કરવું. દિવસે કદી નહિ કરવું. દિવસે કરે તેનું સંતાન નપુંસક, અલ્પાયુ, અલ્પ વીર્ય તથા અલ્પ બુદ્ધિવાન થાય. વીર્ય પ્રદાન કરતી વખતે પ્રથમ પૂષેત્યાદિ મંત્રથી ઈશ્વરની પ્રાર્થના કરવી. પૂષા=પુષ્ટિ કારક સર્વ જગદુત્પાદક પરમેશ્વર, ભગઃ ઐશ્વર્ય-યુક્ત પુત્ર મને આપ. રુદ્ર=દુષ્ટોનું તાડન કરનારો પરમેશ્વર ગર્ભની કલ્પના સફળ કરે. તથા વિષ્ણુ વ્યાપક જે પરમેશ્વર તે ગર્ભ ધારણ કરનારી યોનીને શક્તિમાન કરે, તથા ત્વષ્ટા અનેક તરેહના સુંદર ગુણયુક્ત ગર્ભને કરે. પ્રજાપતિ જે પરમેશ્વર તે ગર્ભનું આસેચન*

* આસેચન=સીંચવું—પોષણ કરવું.

કરે, તથા ધાતા જે આ જગતનું ધારણ કરવાવાળો તે આ ગર્ભનું ધારણ કરે, દશ મહિના પૂરા થયા પહેલાં પતન થવા નહિ દે. એવી સર્વવ્યાપક ઇશ્વરની સ્તુતિ ઋતુદાન કરતાં પહેલાં કરવી. હે વહાલી પત્ની, તું ગર્ભ ધારણ કર. હે પૃથુષ્ટુકે–વિસ્તીર્ણ હૃદયવાલી, તું ઇશ્વરાનુ-ગ્રહ થકી ગર્ભ ધારણ કર તથા તારા ગર્ભને આશ્વિનદેવ એટલે શરીર પ્રભાનું ધરનાર સૂર્ય, ચન્દ્ર, નક્ષત્રાદિ પ્રાણ અપાનવાયુ એનું ધારણ કરે.

૧૪. હે સ્ત્રી તું પુરૂષનો સંગ કર. તથા ગર્ભ તથા બાળકનું પ્રીતિથી પાલણ કર. તથા તેજ=સ્વપ્રકાશમાન વિશ્વમાં વિરાજમાન પરમાત્મા તે તને ગર્ભદાન કૃપા વડે કરે. ૧૫ જે સ્ત્રી ગર્ભ ધારણ નહિ કરતી હોય તેણે પૂર્વે કહેલી ઔષધિ પાણીમાં ઘોળી નસકોરાના જ-મણા કાણામાં સુંઘવી. એ ઔષધિ તારા ગર્ભનું રક્ષણ કરશે તથા શુદ્ધ વાણી તથા ઇન્દ્રી સબળ કરનારી થશે. તે સ્ત્રીનો પુત્ર પરાક્રમી તથા તેનું નામ રાખનારો નીકળશે.

ગોભિલ તથા શૌનક ગૃહ્યસૂત્રમાં પણ એજ અર્થના મન્ત્રો તથા સૂત્રો છે. માટે તે અત્રે લખવાની જરૂર જોઇ નથી. ચારે જે વેદોમાં પણ એવાજ અર્થના મંત્ર છે તેમાંના થોડા લખ્યા છે.

## ऋग्वेद अध्याय ४, अनुवाक ४, वर्ग २०मो.

यथा वातः पुष्करिणीं समिङ्गयति सर्वतः । एवा ते गर्भ एजतु निरैतु दश-मास्यः ॥ ७ ॥ यथा वातो यथा वनं यथा समुद्र एजति ॥ एवा त्वं द-शमास्य सहावेहि जरायुणा ॥ ८ ॥ दश मासाञ्छशयानः कुमारो अधि-मातरि ॥ निरैतु जीवो अक्षतो जीवो जीवन्त्या अधि ॥ ९ ॥

## ऋग्वेद अध्याय ८, वर्ग ४२.

विष्णुर्योनिं कल्पयतु त्वष्ठा रूपाणि पिंशतु ।
आ सिंचतु प्रजापतिर्धाता गर्भं दधातु ते ॥ १ ॥
गर्भं धेहि सिनीवालि गर्भं धेहि सरस्वति ।
गर्भं ते अश्विनौ देवावा धत्तां पुष्करस्रजा ॥ २ ॥
हिरण्ययी अरणी यं निर्मन्थतो अश्विना ।
तंते गर्भं हवामहे दशमे मासि सूत वे ॥ ३ ॥

અર્થ:—(ઓરથી) હે સ્ત્રી, જેમ વાયુ સર્વ આરથી પુષ્કરિણી–વાડીસ્થાનનો જલાશય તેને ધીમે ધીમે ચલાવે છે, તેમજ તારા ગર્ભને પ્રાણાદિ શક્તિયુક્ત થઇને ધીમે ધી[illegible] ચૈતન કરે. તથા સુખ પૂર્વક બહાર આવે એટલે જન્મ થાય, જેમ વાયુ, વન તથા સમુ[illegible] ધીમે ધીમે ચેષ્ટા કરે છે, તેમજ હે ગર્ભ, તું 'જરાયુ' (ઓર સાથે) પૂરા દશ મહિના સુ[illegible]

ધીરે ધીરે ચેષ્ટા કરીને સુખપૂર્વક બ્હાર આવ. માતાના ઉદરમાં દશ મહિના શયન કરીને જીવતો 'અક્ષત' સાંગોપાંગ કુમાર બ્હાર આવે; તથા તે કુમારની માતા પણ નિરોગી સુખી જીવતી રહે એવી કૃપા પરમેશ્વર પરમાત્મા અમો સર્વ ઉપર કરે. 'વિષ્ણુર્યોનિ કલ્પયતુ' એ બે મંત્રનો અર્થ પેહેલાં આવ્યો છે. 'સ્ત્રીહરિણ્યયં'=તેજસ્વી અરણી, આ સ્ત્રી અને હું જે પુરૂષ તે બે જણાના સમાગમથી આદિત્યરૂપ ગર્ભ રહે છે. એજ અરણીના લાકડાંને મંથન કરીને પુરૂષ અગ્નિ કાઢે છે. તેમજ અમે ગર્ભને તારી પાસેથી લઈએ છીએ.

### यजुर्वेद अध्याय ८, मन्त्र २८मो.

एजंतुदर्श मास्यो गर्भो जरायुणा सह ॥ यथा यं वायु रेजंति यथा समुद्र एजंति ॥ एवायं दशमास्योऽअस्त्रज्जरायुणा सह ॥ अ० १३, मन्त्र ४१ ॥ आदित्यं गर्भं पयसा समङ्धि सहस्रस्य प्रति मां विश्वरूपम् ॥ परिवृङ्धि हरसा माभिमं ऽस्थाः शतायुषं कृणुहि चीयमा नः ॥ यजु० अ० १९ मन्त्र ७६ ॥ रेतो मूत्रं विजहाति योनिं प्रविशादिन्द्रियम् । गर्भोजरायुणावृत उल्वं जहाति जन्मना ॥ ऋतेन सत्य मिन्द्रियं विपान ऽशुक्रमन्धस इन्द्र-स्येंद्रियमिदं पयोऽमृतं मधु ॥ यत्ते सुसी मे हृदयं दिवि चन्द्रमसि श्रितं । वेदाहं तन्मां तद्विद्यात् ॥

### ॥ यजु० ३६, मंत्र २४ ॥

तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् पश्येम शरदः शतम् जीवेम शरदः शत ऽशृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाःस्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥ १ ॥

અર્થઃ—'એજત્'નો પહેલાં અર્થ થયો છે. 'આદિત્યમિતિ'=હે પરમેશ્વર, 'ચીયમાન ગર્ભની, 'ચયન' સુખપૂર્વક વૃદ્ધિ કર. 'આદિત્યવત્' તેજસ્વી કર; તથા 'પયસા' ગર્ભને અમૃત સાથે ભાગીઓ કર; 'વિશ્વરૂપ'=જગતમાં લાવણ્ય યુક્ત હજારો મનુષ્યની માંહે 'પ્રતિમા'=તોલન કરનારો કર તેના સઘળાં દુઃખો હરણ કર. તે ગર્ભનું 'હિંસન'=તાડન ન કર. તથા જીવને કૃપાથી 'શતાયુષ'=સો વરસ સુખથી જીવવાવાળો કર.

તથા સામવેદમાં પણ ગર્ભાધાનવિધિ મંત્રોક્ત છે. તેમાં પણ विष्णुर्योनिकल्पयतु० તથા गर्भधेहिसिनिवालि ઋગ્વેદના મંત્રો તે કરતાં વિશેષ બીજા તે આ.

### ब्राह्म० प्र० ७ खं० ४.

पुमा ऽसौ मित्रा वरुणौ पुमा ऽसा वश्विनावुभौ ॥ पुमानग्निश्च वायुश्च पुमान् गर्भस्तवोदरे ॥ पुमानग्निः पुमानिन्द्रः पुमान्देवो बृहस्पतिः पुमा ऽसं पुत्रं विन्दस्व तं पुमाननुजायताम् ॥

અર્થ:—હે સ્ત્રી, જેમ સૂર્ય ચન્દ્ર, પુરૂષાર્થયુક્ત તેઆદિ બ્રાહ્મણમાં છે, તથા જેમ શરીરમાં પ્રાણ તથા અપાનવાયુ પુરૂષાર્થયુક્ત છે તથા જેમ અગ્નિ તથા વાયુ પણ પુરૂષરૂપ છે તેવો તારા ઉદરમાં ગર્ભ શ્રેષ્ઠ ગુણવાળો છે. જેવાં અગ્નિ, ચન્દ્રમા તથા સૂર્ય પુરૂષરૂપે છે, તેવા ગુણયુક્ત પુરૂષરૂપ પુત્ર તું પ્રાપ્ત કર. મિત્ર, વરૂણ, આશ્વિનો, અગ્નિ તથા વાયુ પુરૂષરૂપ છે, તેવો પુરૂષરૂપ પુત્ર તારે ઉદરે અવતરે પુરૂષરૂપ અગ્નિ, ઇન્દ્ર તથા બ્રહ્મસ્પતિ દેવ પણ છે. તેવોજ પુરૂષરૂપ પુત્ર તને આવે. વળી સામવેદમાં 'નિષેકસંસ્કાર વિધાન' છે. તેમજ અથર્વવેદમાં પણ 'નિષેકસંસ્કાર વિધિ' લખ્યો છે.

**अथर्व० का० ६ प्र० १६ अनु० १७.**

यथेयं पृथिवी मही भूतानां गर्भ मादधे । एवा ते ध्रियतां गर्भो अनुसूतुं सवितवे ॥ १ ॥ यथेयं पृथिवी मही दाधारे मान्वनस्पतीन् । एवा० ॥ २ ॥ यथेयं पृथिवी मही दाधार पर्वतान् गिरीन् । एवा० ॥ ३ ॥ यथेयं पृथिवी दाधार विष्टितं जगत् एवते ध्रियतां गर्भो अनुसूतुं सावितवे ॥ ४ ॥

અર્થ:—૧ જેમ આ પૃથ્વી જીવોના ગર્ભને ધારણ કરે છે, તેમજ તારો ગર્ભ સ્થિર દશ માસનો થવા માટે સ્થિર રહો.

૨ જેમ પૃથ્વી વનસ્પતિને ધારણ કરે છે, તેમજ તારો ગર્ભ દશ માસનો થવા માટે સ્થિર રહો.

૩ જેમ આ પૃથ્વી પર્વતોને ધારણ કરે છે, તેમજ તારો ગર્ભ દશ માસનો થવા માટે સ્થિર રહો.

૪ જેમ આ પૃથ્વી આ વિંટાઇ રહેલા જગતને ધારણ કરે છે, તેમજ તારો ગર્ભ દશ માસનો થવા માટે સ્થિર રહો.

એ વગર બીજા પણ મન્ત્રો ચારે વેદમાં ગર્ભાધાન સંસ્કારના છે પણ તેની જરૂર નહિ જાણી અત્રે લખ્યા નથી.

इति गर्भाधानसंस्कारविधि समाप्त.

---

# પ્રકરણ ૨ જું.

## પુંસવન સંસ્કાર.

'પુંસવન'—એટલે પુરૂષવત્ કરવું, યા તે ગર્ભને પુરૂષ કરવો. પુંસવનસંસ્કાર કોઈમાં ગર્ભાધારણ કર્યા પછી બીજે, ત્રીજે, ચોથે કે પાંચમે માસે કરવામાં આવે છે. પુંસવન એટલે જે વડે પુરૂષવત્ જીવનો લાભ મળે, તે સંસ્કાર. પુંસવન એટલે પંચમાસી અથવા ખોળો ભરવો.

એ વિષે ઋગ્વેદના આશ્વલાયન ગૃહ્યસૂત્રનું પ્રમાણ.

अ० १. खंड १३.

अथास्यै मण्डलागारच्छायायां दक्षिणस्यां नासिकायामजीतामोषधीं नस्तः करोति ॥ ५ ॥ प्रजावज्जीवपुत्राभ्यां हैके. आ ते गर्भो योनिमेतु पुमान्बाण इवेषुधिं ॥ आ वीरो जायतां पुत्रस्ते दशमास्यः ॥ अग्निरेतु प्रथमो देवतानां सोऽस्यै प्रजां मुंचतु मृत्युपाशात् ॥ तदयं राजा वरुणोऽनुमन्यतां यथेयं स्त्री पौत्रमघं न रोदादिति ॥ ६ ॥ प्राजापत्यस्य स्थालीपाकस्य हुत्वा हृदयदेशमस्या आ लभेत ॥ यत्ते सुसीमे हृदये हितवन्तः प्रजापतौ । मन्येऽहं मां तद्विद्वांसमाह पौत्रमवान्नियाम् इति ॥ ७ ॥

અર્થઃ—'મંડલાગારચ્છાયાયાં'=બીજે, ત્રીજે, ચોથે મહિને પુંસવન સંસ્કાર કરવો. ગર્ભવાળી સ્ત્રીને ઘરની છાયામાં ધરો (ધ્રો) ઔષધિનો રસ નાકના જમણા નસકોરા વડે સુંઘાવવો. તેથી ગર્ભ સ્થિર થાય. એ બે મંત્ર (૬–૭) ભણીને ઈશ્વર સ્તુતિ કરવી. એ બે મંત્રના અર્થઃ—હે સ્ત્રી, તારામાં પુરૂષરૂપ ગર્ભ સ્થિર થાઓ. જેમ બાણના ઘરમાં બાણ પ્રાપ્ત થઈ સ્થિર રહે છે તેમજ તારા ઉદરમાં ગર્ભ સ્થિર રહે અને દશ માસ જ્યારે પૂરા થઈ જાય ત્યારે તને શૂર વિરાદિ ગુણયુક્ત પુત્ર અવતરે. ૧ 'અગ્નિ' જે દેવતાઓમાં પ્રથમ દેવતા, વિદ્વાનોમાં વિદ્વાન તે આપણને પ્રાપ્ત થાય. તે પ્રાપ્ત થઇને આપણા ગર્ભને તથા પ્રજાને મૃત્યુના પાશમાંથી તથા દુઃખ સંકટોમાંથી છોડાવીને સુખરૂપ રાખો. તેમજ 'વરૂણ' સર્વથી શ્રેષ્ઠ પરમાત્મા રાજા તે આપણી પ્રાર્થના સ્વિકારો; તેણે કરીને તું જે મારી સ્ત્રી તે પુત્ર વરહ દુઃખ પ્રાપ્ત ન થઈ કદી રૂદન ન કરો. સંતાનોના સુખમાં તું તથા હું બેઉ રહીએ ॥ ૬ ॥ 'પ્રજાપતિ' જે પરમેશ્વર તેને વાસ્તે સુન્દર પાયસાદિ પાક કરીને તેનો હોમ કરી તેમાંથી જે બાકી રહે તેનો નૈવેદ્ય ધરવો અને તે ખાવો પછી સ્ત્રીની છાતીએ હાથ લગાડી પતિએ 'યત્તે૦' મંત્ર ભણવો. 'હે સુસીને'=હે સુન્દર ગુણયુક્ત સ્ત્રી, તારા હૃદયમાં 'હિતાદિ' ગુણવાળા પુત્ર સ્થિર થાઓ. તે આપણો પુત્ર પ્રજાપતિ જે સર્વે જગતનો ધણી તેની પ્રીતિ કરવાવાળો થાઓ. હું એમ માનું છું કે તે અંતર્યામી 'બ્રહ્મદેવ' મને ઉપદેશ કરે છે કે તું પુત્રને કાંઈ પણ દઃખનું કારણ થઈશ નહિ. ઈશ્વર કૃપાથી પુત્ર સુખવાળા આપણે થઈએ

તથા યજુર્વેદના પારસ્કર ગૃહ્યસૂત્રમાં લખ્યું છે જેઃ—

अथ पुꣳसवनं पुरास्यन्दत इति मासे द्वितीये तृतीये वा यदहः पुꣳसा नक्षत्रेण चन्द्रमा युज्येत तदह रुपवास्या प्लाव्याहते वाससी परिधाय न्यग्रोधा वरोहां छुगांश्च निशायामुदपेषं पिष्ट्वा पूर्ववदासेचनꣳ हिरण्यगर्भोऽद्भ्यः संभृत इत्येताभ्यां कुशकंटꣳसोमाꣳ शुंचैके कूर्मपित्तं चोपस्थे कृत्वा स यदि कामयेत वीर्यवांत्स्यादिति विकृत्यैन मभिमन्त्रयते सुपर्णोसीति प्राग्विष्णु क्रमेभ्यः ॥ १३ ॥

અર્થઃ—એમાં વિશેષ અર્થ એ છે.જે જે દિવસ પુષ્ય, શ્રવણ, પુનર્વસુ, પુલ્લિંગશબ્દના નક્ષત્રનો ચંદ્ર હોય, તે દિવસે વડના ઝાડની મૂળી તથા કૂંપળ એ બેને વાટી છૂંદીને નાકના જમણા નસકોરામાં સુંઘવું, તથા તે પીવું તથા આસેચન કરવું. તે કરતાં નીચેના બે મન્ત્રો ભણવા.

## यजुर्वेद अध्याय १३ मंत्र ४.

हिरण्य गर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् ॥ स दाधार पृथिवींद्यामुते मां कस्मै देवाय हविषा विधेम ॥ य० अ० ३१ मन्त्र ११

अद्भ्यः सम्भृतः पृथिव्यै रसाच्च विश्वकर्मणः समवर्त्तताग्रे । तस्य त्वष्टा विदधद्रूपमेति तन्मर्त्यस्यदेवत्वमाऽजानमग्रे ॥

અર્થઃ—જ્યારે સૃષ્ટિ નહિ બની હતી ત્યારે સર્વ 'હિરણ્યગર્ભ' (સ્વપ્રકાશમાન જ્યોતિરૂપ) પરમાત્માજ એકજ વિદ્યમાન હતો. તેજ એક આ જગતનો ઉત્પન્ન કરનાર તથા પતિ છે. તે પૃથ્વીથી સૂર્યાદિ દિવ્ય સૃષ્ટિ સુધી સર્વ જગતને રચીને પોતે તે ધારણ કરે છે. તેજ પરમાત્માની આપણે ભક્તિ કરવી. બીજાની નહિ. તે જેમ સર્વ જગતનું ધારણ તથા સંરક્ષણ કરે છે તેમજ કૃપા દ્રષ્ટિથી ગર્ભનું ધારણ તથા સંરક્ષણ કરે છે. બીજી તેની ઔષધિના રસથી 'સંભૃત' (ધારિત રસ) જે વીર્ય તેથી આ ગર્ભ ધારણ અને ઉત્પન્ન થાય છે જેમ પૃથ્વી વગેરે જગત 'વિશ્વકર્મા'—પરમાત્માના બળથી પૂર્વથી ઉત્પન્ન થઇને આજ સુધી વિદ્યમાન રહી છે. તેમજ વીર્યથી ગર્ભ ધારણ તથા ઉત્પન્ન થાય છે. જેમ આ જગતના રૂપાદિ પદાર્થોનું વિધાન 'ત્વષ્ટા' જે શ્રષ્ટિનો કરવાવાળો પરમાત્મા વિચિત્ર રૂપ બનાવે છે. તેમજ પ્રથમ ગર્ભથી તે મનુષ્યના દેવપણા તથા 'આજાન'—ઉત્તમ ગુણ સુધી વીર્ય અને મનુષ્ય આ શરીરને કારિગર માફક બનાવે છે. એ પ્રમાણે બે મન્ત્રે પ્રાર્થના કરવી.

पुमाꣳसौ मित्रावरुणौ पुमाꣳसा वश्विनावुभौ ॥ पुमानग्नि श्च वायु श्च पुमान् गर्भस्तवोदरे ॥ १ ॥ पुमा नग्निः पुमानिन्द्रः पुमान्देवो बृहस्पतिः ॥ पुमा ꣳसं पुत्रं विन्दस्व तं पुमाननुजायताम् ॥ २ ॥

અર્થઃ—જેવો પ્રાણ અપાન પુરૂષ છે તથા બે 'આશ્વિનો'—પૃથ્વી તથા આકાશ પુરૂષ છે તેવોજ તારા ઉદરમાં પુરૂષ ગર્ભ છે. તેનું તું યથાતથ્ય સંરક્ષણ કર ॥ ૧ ॥ જેવો જઠરાગ્નિ, ઇંદ્ર, બ્રહસ્પતિ જે સૂર્ય પુરૂષ છે, તેવોજ પુત્ર તું પ્રાપ્ત કર. તથા એ એક પુત્ર થયા પછી બીજા પુત્રો પણ ઉત્પન્ન કર.

તેમજ અથર્વવેદમાં પણ એવાંજ પ્રમાણ છે.

## अथर्व० काण्ड० ६ अनुवा० २ प्रपाठ० ११.

शमीमश्वत्थ आरूढ स्तत्र पुंसवन कृतम् ॥ तद्वै पुत्रस्य वेदनं तत्स्त्रीष्वा

भैरामसि ॥ १ ॥ पुंसि वै रेतो भवति तत्स्त्रियामनुषिच्यते ॥ तद्वै पुत्रस्य वेदनं तत्प्रजापतिरब्रवीत् ॥ २ ॥ प्रजापतिरनुमतिः सिनीवाल्यचीक्लृपत् ॥ स्त्रैषूयमन्यत्र दधत्पुमांसमुदधदिह ॥ ३ ॥

અર્થઃ—જેવો શમીના ઝાડ ઉપર પીપળો ઉગે છે તે પ્રમાણે શમીસ્થાને સ્ત્રી અને પીપળાને સ્થાને પુરૂષ એ બેઉના સમાગમ થઇને ગર્ભાધાન થાય. અને પુરૂષવત્તનો લાભ જે પુત્ર તે ઉત્પન્ન થાય છે. કેમકે એજ પુત્ર પ્રાપ્તિનો ઉપાય છે. એથી અન્ય રીતે કદી નહિ થાય. એજ વીર્ય સીંચવાને રસ્તે ગર્ભનું ધારણ તથા પોષણ કરવાનો ઉપાય છે. વિપરિત રીતે નહિ થાય. ૧. પુરૂષમાં જે 'રેતઃ'=વીર્ય ઉત્પન્ન થાય છે તેનું સ્ત્રીમાં સિંચન થાય છે. એજ ઉપાય પુત્રપ્રાપ્તિનો છે. તે 'પ્રજાપતિ' પરમેશ્વરે, એજ ઉપાય પુત્ર પ્રાપ્તિનો છે એવો ઉપદેશ કર્યો છે. એ ઉપદેશ તે સર્વે લોકોએ ખરેખરો માનવો. ૨ ને 'પ્રજાપતિ' પરમેશ્વર તે સર્વ વિદ્યા તથા ધર્મનો 'અનુજ્ઞા'=ઉપદેશ કરવાવાળો છે, તે 'સિની' પ્રેમાદિ ઉત્તમ વ્યવહારના બંધનનો હેતુ છે તે 'વાલિ' સકુમાર ગુણવાળી તથા ઉત્તમ કેશવાળી સ્ત્રી ગર્ભ ધારણ કરવાને કુશળ થાય છે. તેમાં પુરૂષ પતિ ગર્ભ ધારણ કરનારો છે. કેમકે આ સંસારમાં પરમેશ્વરે એ નિયમ કર્યો છે કે સ્ત્રી ક્ષેત્રરૂપ તથા પુરૂષ બીજરૂપ, એ બેના સમાગમ થાય ત્યારેજ સંતાનોત્પત્તિ થાય છે. માત્ર સ્ત્રી થકી જુદા પડી મનુષ્યોત્પત્તિ નહિં થાય. આ સાધારણ નિયમ સ્ત્રી પુરૂષનો છે. માટે સ્ત્રી તથા પુરૂષે ખરોખર રીતે વીર્ય તથા ગર્ભનું રક્ષણ કરવું.

इति पुंसवनसंस्कारः समाप्तः

---

# પ્રકરણ ૩ જું.

## सीमन्तोन्नयन संस्कारारंभः

## સીમન્ત સંસ્કાર.

'સીમન્તોન્નયન' એ શબ્દ 'સીમન્ત+ઉત્+નયન' એ ત્રણ શબ્દો મળીને થએલો છે. 'સીમન્ત'=સેંથો. 'ઉત્'=ઉપસર્ગ=ઉપર, હલકું. એ અર્થ 'નયન'=નિ ધાતુપરથી=લઇ જવું. હવે સિમન્તોન્નયન સંસ્કારનો પ્રારંભ કરીએ છીએ. સીમન્તોન્નયન સંસ્કાર એટલે અઘરણી. એ વિષે 'આશ્વલાયન ગૃહ્યસૂત્ર અ૦ ૧ ખંડ ૧૮'માં લખે છે કેઃ—

चतुर्थे गर्भमासे सीमन्तोन्नयनम् ॥ १ ॥ आपूर्यमाणपक्षे यदा पुंसा नक्षत्रेण चन्द्रमा युक्तः स्यात् ॥ २ ॥ अथाग्निमुपसमाधाय पश्चादस्याऽऽनडुहं चर्मास्तीर्य प्रागग्रीवमुत्तरलोम तस्मिन्नुपविष्टायां समन्वारब्धायां. धातादददातु

दाशुष इति द्वाभ्यां. राकामहमिति द्वाभ्यां. नेजमेष इति तिसृभिः प्रजापते न त्वदेतान्यन्य इति च ॥ ३ ॥ अथास्यै युग्मेन शलाटुग्लप्सेन त्र्येण्या च शलल्या त्रिभिश्च कुशपिञ्जूलैरूर्ध्वं सीमन्तं व्यूहति भूर्भुवः स्वरोमिति त्रीः ॥ ४ ॥ चतुर्वा ॥ ५ ॥ वीणागाथिनौ संशास्ति सोमं राजानं संगायेतामिति ॥ ६ ॥ सोम एव नो राजाऽवतु मानुषीः प्रजा निविष्टचक्राऽसाविमां नदीमुपवसिथा भवन्ति ॥ ७ ॥ इति.

એ રીતે કયા મંત્ર ભણવા તે સંક્ષેપે લખ્યા છે. સઘળા લખતાં આ ગ્રંથનો ઉદ્દેશ ભંગ થાય.

શુક્લપક્ષમાં પૂર્ણ ચન્દ્ર, પુષ્ય, પુલિંગવાચક નક્ષત્રોનો હોય તે દહાડે ઉત્તમ ઉત્તમ પદાર્થોનો બરાબર હોમ કરવો. 'ધાતા દદાતુદાશુષે' ઈત્યાદિ મન્ત્રો વડે છેલ્લે સ્વાહા શબ્દ ઉચ્ચારી કરવો. ત્યાર કેડે સુગંધદાર સુંદર નિર્મળ જળથી સ્ત્રીએ નહાવું. અને પતિએ પણ સ્ત્રીની પુઠવાડે બેસવું. તેણે ઊંબરો અગર સાહુડીનાં સિસોળીઆં વડે અગર કાંસકીથી સુગંધદાર તેલ ફૂલેલ ઘાલી સ્ત્રીના માથાના કેશ ઓળવા. પછી 'અયમૂર્જાવતોવૃક્ષ' એ મંત્ર ભણવો. 'યેનાદિતે' એ મંત્રથી ચોળવું. (માર્જન કરવુ) તથા ખાનપાન ઔષધાદિ સેવન યુક્તિપૂર્વક કરવું. બીજું વિશેષ સૂત્રોથી જાણવું.

## ऋग्वेद मन्त्र.

ॐ धाता ददातु दाशुषे प्राचीं जीवातु मुक्षितं वयं देवस्य धीमहि । सुमतिं वाजिनीवति स्वाहा ॥ १ ॥ धाता प्रजाना मुतरायऽईशे धात्रेदं विश्वं भुवनं जजान । धाता कृष्टी रनिमिषा भिचष्टे धात्रऽइद्धव्यं घृतवज्जुहोत स्वाहा इति ऋगद्वयं ॥ २ ॥ राकामहं सुहवां सुष्टुती हुवे शृणोतु नः सुभगा बोधतु त्मना । सीव्यत्वपः सूच्याच्छिद्यमानया ददातु वीरं शतदायमुक्थ्यं ॥ ३ ॥ यास्ते राके सुमतयः सुपेशसो याभिर्ददासि दाशुषे वसूनि । ताभिर्नो अद्य सुमना उपागहि सहस्रपोषं सुभगे रराणा । नेजमेषेति तिस्रः ॥ ४ ॥ प्रजापतेत्येकः ॥ १ ॥

અર્થઃ—ધાતા જે પરમેશ્વર તે બુદ્ધિઆદિ ગુણયુક્ત જીવતો પુત્ર મોટી કૃપાથી ધારણ કરાવે, અને આપે. 'વાજિનીવતિ' સ્ત્રી, અન્નાદિ ગુણયુક્ત. આપણે મળીને ઈશ્વરનું ધ્યાન કરીએ તે પરમાત્મા શોભાયુક્ત પુત્ર દે. તેનાથી આપણે સુખી રહીશું. તે સર્વ જગતને ધારણ કરનારો ઈશ્વર, તેથી સર્વ જગત ઊત્પન્ન થયું છે, તે સર્વ મનુષ્યોને ઉપદેશ કરે છે કે ઘૃતાદિયુક્ત ઉત્તમ પદાર્થો જે લેવા યોગ્ય, તે મને અર્પણ કરો.

યજુર્વેદ સૂત્રના અર્થઃ—સર્વાધાર પૂજન યોગ્ય પરમાત્માને હું પૂજું, તેનો સત્કાર કરૂં, તે અમારી સ્તુતિ સાંભળે. આત્માને શ્રેષ્ઠ ઐશ્વર્યયુક્ત કરે, અને ગર્ભને પ્રાણાદિના શરીરની સાથે સંધાન કરાવે, જેમ સંગીન સોયવડે કપડું સાંધીએ છીએ તેમજ અસંખ્ય વિદ્યાદિ દાય ભાગ લેનારો, તથા વખાણ કરવા યોગ્ય વીર પુત્ર અમને આવે, ૩. 'હેરાકે' પરમાત્મા જે સુન્દર રૂપ તથા ઉત્તમ મતિવાન સંતાનોને જે સુમતિએ આપો છો, તથા ઉત્તમ ઉત્તમ ધન પણ જે સુમતિએ આપો છો તે સુમતિએ અમને આજ કૃપા કરી પ્રાપ્ત થાઓ. તથા હજારો પ્રકારની પુષ્ટિ અમને દો. 'ઓ સુભગા'—મારી પત્નિ, તેજ પરમાત્માની કૃપા વડે આપણી પ્રજા સુખી તથા રમણીય વિરાજમાન રહેશે.

## यजुर्वेद पारस्कर गृह्यसूत्रमां પણ લખ્યું છે કે :—

पुंसवनवत्प्रथम गर्भे मासे षष्ठेऽष्टमे वा तिल मुद्ग मिश्र स्थालीपाकं श्रपयित्वा प्रजापतेर्हुत्वा पश्चादग्नेर्भद्रपीठ उपविष्टायां युग्मेन सटालुग्रप्सेनौदुंबरेण त्रिभिश्च दर्भ पिंजुले स्त्रेण्या शलल्या वीरतर शंकुना पूर्ण चात्रेण च सीमन्त मूर्द्ध विनयाति भूर्भुवः स्वरिति प्रति महा व्याहृतिभिर्वा त्रिवृत्तमा बध्नात्यय मूर्ज्जावतो वृक्ष उर्ज्जीव फलिनी भवेत्यथाह वीणा गाथिनौ राजानं संगायेतां यो वाप्यन्यो वीरतर इति नियुक्तामप्येके गाथा मुपोदा हरंति सोम एव नो राजे मा मानुषी प्रजाः । अविमुक्त चक्र आसीरं स्तीरे तुभ्य मसाविति यां नदी मुपावसिता भवति तस्या नाम गृण्हाति ततो ब्राह्मण भोजनं ॥ १७ ॥

### अथ यजुर्वेद मन्त्राः

भूर्भुवः स्वः ॥ भूः स्वाहा ॥ भुवः स्वाहा ॥ स्वः स्वाहा ॥ १ ॥ सुमित्रियान ऽआप ओषधयः सन्तु दुर्मित्रिया स्तस्मै सन्तु योऽस्मान्द्वेष्टि यं च वयं द्विष्मः ॥ २ ॥ मूर्द्धानन्दिवो अरतिं पृथिव्या वैश्वा नरमृत आ जातमग्निं । कविं सम्राजमतिथिं जनाना मासन्ना पात्रं जनयन्त देवाः ॥ ३ ॥ त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषं यद्देवेषु त्र्यायुषं तं नो ऽअस्तु त्र्यायुषं ॥ ४ ॥

અર્થઃ—'ભૂર્ભુવઃસ્વ,' એ પરમેશ્વરની સ્તુતિવાચક નામ છે. હે પરમેશ્વર આપની કૃપા વડે પ્રાણ, જલ, તથા સર્વ ઔષધિ અમો લોકોને વાસ્તે 'સુમિત્ર' એટલે સુખદાયક થાઓ તથા જે અમારા શત્રુ (દુષ્ટ લોક) જે અમારા દ્વેષી જેના અમે દ્વેષ કરીએ છીએ તેઓને વાસ્તે જગતની સર્વે

ઓષધીઓ, જલ આદિ સર્વ પદાર્થો તથા તે દુષ્ટના પ્રાણ પણ તેઓના 'દુર્મિત્ર' શત્રુ થાઓ. જેણે કરી તેઓનું બળ કદી વધે નહિં. ૨. જે જે તેજસ્વી સૂર્યાદિના 'મૂર્દ્ધા'= ઉત્કૃષ્ટ. પૃથ્વીના રચનાર તથા ઉત્પન્ન કરનારો, વિશ્વનો રાજા તથા સત્યનો આધાર 'સર્વત્ર' પ્રસિદ્ધ સર્વનો પ્રકાશક, સર્વજ્ઞ, સર્વ રાજાઓનો રાજા, સર્વમાં પૂજનીય, (સર્વને નિકટ) તથા પ્રાપ્તિ યોગ્ય, જેને દેવ જે વિદ્વાન લોક વિજ્ઞાન વડે હૃદયમાં જાણે છે તે પરમાત્મા આ ગર્ભનું રક્ષણ કરો. ૩. 'જમદગ્નિ' ચક્ષુનું નામ 'કશ્યપ' જીવનું નામ 'દેવ' વિદ્વાનોનું નામ છે. તથા જમદગ્નિ અગ્નિનું નામ છે. કશ્યપ સૂર્યનું નામ છે, ને જેને ત્રણ ગણું આયુષ છે. તે પ્રમાણે. અમારૂં ત્રણ ગણું એટલે ત્રણસેં વર્ષનું થાઓ. એ રીતે ગોભિલ-તથા સૌનક ગૃહ્યસૂત્રમાં પણ ગોભિલ ગુહ્યસૂત્રમાં જે વિશેષ છે તે મેં લખ્યું છે.

### गोभिल गृ० प्रमाणम् प्र० पा० २ खंड ७.

अथ सीमन्त करणम् प्रथम गर्भे ॥ १ ॥ चतुर्थे मासि षष्टेऽष्टमेवा ॥ २ ॥ प्रातः सशिरस्काऽऽप्लुतोदगग्रेषु दर्भेषु, पश्चादग्नेः प्राच्युपविशति ॥ ३ ॥ पश्चात् पति रवस्थाय युग्मन्तमौदुम्बरं शालटु ग्रन्थ माबध्नाति अय मूर्ज्जावितो वृक्ष इति ॥ ४ ॥ अथ सीमन्त मूर्द्धमुन्नयति भूरिति दर्भ पिंजुली-भिरेव प्रथमं, भूवरिति द्वितीयं, स्वरिति तृतियम् ॥ ५ ॥ अथ वीरतरेण येनादि ते रित्येत यर्श्चा ॥ ६ ॥ अथ पूर्णचात्रेण राकामह मित्येतयर्चा ॥ ७ ॥ त्रिश्वेतया च शलल्या यास्ते राके सुमतय इति ॥ ८ ॥ कृसर स्थाली पाक उत्तर घृत स्तमवेक्षयेत् ॥ ९ ॥ किं पश्यसीत्युक्ता प्रजामिति वाचयेत ॥ १० ॥ त ऽसा स्वयं भुंजीत ॥ ११ ॥ वीरसू र्जीवसू र्जीवप-त्नीति ब्राह्मण्योमंगल्याभिर्वाग्मि रुपासीरन् ॥ १२ ॥

એના અર્થની જરૂર નહિ જાણી લખ્યો નથી.

સામવેદના મંત્ર બ્રાહ્મણના મંત્ર વડે પણ સીમન્ત સંસ્કાર થાય છે. તે આ પ્રમાણે.

अय मूर्ज्जा वतो वृक्ष ऊर्ज्जीव फलिनी भव ॥ पर्ण वनस्पते नुत्वा नुत्वा मू-यता ऽरयिः ॥ १ ॥ येनादितेः सीमानं नयति प्रजापति र्महते सो भगाय॥ ते नाह मस्यै सीमानं नयामि प्रजामस्यै जर दष्टिं कृणोमि ॥ २ ॥ राका मह ऽसुहवा ऽसुष्टुति हुवे शृणोतु नः सुभगा बोधतु । उपागहि सहस्त्र पोष ऽसुभगे रराणा ॥ ३ ॥ किं पतमना सीव्यत्वपः सूच्या च्छिद्यमानया ददातु वीर ऽशतदायु मुख्यम् ॥ ४ ॥ यास्ते राके सुमतयः सुपेशसो या-भिर्ददासि दाशुषे वसूनि ॥ ताभिर्नो अद्यसुमना श्यसि प्रजां पशुंन्त्सैाभाग्यं

मह्यं दीर्घायुष्टं प्रत्युः ॥ ५ ॥ या तिरश्ची निपद्यते अहं वि धरणी इति ।
तां त्वा घृतस्य धारया यजे संराधनी महं ॥ सं राधन्यै देव्यै देष्ट्र्यै
॥ ६ ॥ विपश्चित्पुच्छमभरत्तद्धाता पुनराहरत् । परे हि त्वं विपश्चित् पुमान-
यं जनिष्यते सौ नाम ॥ ७ ॥

અર્થ:—'અયમર્જા' એના અર્થ કરી ચૂકયા છીએ. 'યેનાદિતરેતિ० પ્રજાપતિ'=પરમાત્મા 'અદિતિ:'=પૃથ્વીની સીમ જે સામર્થ્યથી કરે છે તથા જે જાણે છે તે પરમાત્માના સામર્થ્યથી સ્ત્રીની સીમા જે કેશ તેની અવધિ મોટા ભાગ્યશાળી પુત્રી પૌત્રી, ધન ધાન્યાદિ ઐશ્વર્ય આપવા વાસ્તે હું બરોબર કરૂં છું. તથા આ મારી પત્નીની પ્રજાને વૃદ્ધાવસ્થા સુધી ઈશ્વર કૃપાથી સુખી રહેવા માટે સ્થિર કરૂં છું. ૨. 'રાકેતિ' એ બે મંત્રના અર્થ પહેલાં આવી ગયા છે. ૩. સ્ત્રી તું ગર્ભ ધારણ કરવા માટે અધસ્થ થાય છે તે તને ઘીની ધારાથી સત્કૃત કરૂં છું. સ્ત્રી પુરૂષને કહે કે હું ગર્ભ ધારણ કરવા માટે સઘળી તૈયારી કરૂં છું તે વિધાવાલી સર્વે સુખને દેવાડવાવાલીને વાસ્તે આપે સર્વદા અનુકુળ રહેવું. ૬ 'વિપશ્ચિત્=પણ્ડિત' ગર્ભવિધાનો જાણનારો જે પતિ તે 'પુચ્છ' જે ગર્ભ, તેને સ્ત્રીમાં નિષક્ત કરે છે. તથા ગર્ભનું પાલન બરાબર કરીને જન્મ સમયે જાત કર્મ વડે આહરણ કરે છે. જન્મ સમયે 'હે વિપશ્ચિત્ પતિ, ત્વંપરેહિ'=જે સ્થાનમાં પુત્રનો જન્મ થાય ત્યાથી દુર રહો કેમકે આ સ્ત્રી આ વખતે પુત્ર જાણશે.

એ પ્રમાણે અથર્વવેદ મંત્રમાં પણ સીમન્તોન્નયન વિધાન છે.

अ० कां० २ प्र० २.

अघोर चक्षुरपतिघ्नी स्योना शग्मा सुशेवा सुयमा गृहेभ्यः । वीर सूर्देवृका
मा सं त्वयैधिषीमहि सुमनस्य माना ॥ १ ॥

અર્થ:—ઓ સ્ત્રી તું પ્રેમવાળી દ્દષ્ટિવાળી, પતિની રક્ષક, સુખ સ્વરૂપ, મંગલકારિણી શ્રેષ્ઠ, ધનરૂપ, જીતેંન્દ્રિય, ઘરનું તથા ગર્ભાદિનું રક્ષણ કરવા વાસ્તે તૈયાર થા તથા વીરપુત્રને ઉત્પન્ન કરવાવાળી થા. વર સાથે નિયોગ કરવાવાળી, સુવિચારવાળી થા. તારી સાથે સદા આનંદ મંગળમાં રહીએ, તથા ઈશ્વરની સદા ભક્તિ કરીએ.

આમાં કેટલેક ઠેકાણે અર્થની જરૂર નહિ દીસવાથી લખ્યા નથી.

इति सीमन्तोन्नयनं समाप्तम् ।

**સીમંત એટલે અધરણી સંસ્કાર પૂરો થયો. હવે જાતકર્મ પ્રકરણ ૪થામાં લખીએ છીએ.**

---

# પ્રકરણ ૪ થું.

## अथ जातकर्म संस्कार.

'જાતકર્મ' એટલે 'જાત+કર્મ.' 'જાત'=જન્મ થયલો, 'કર્મ=વિધિ' એટલે જન્મ થતી વેળાની વિધિ, જાતકર્મ બાળકના જન્મ સમયે વિધિ કરવામાં આવે છે એ વિષે ઋગ્વેદમાં લખ્યું છે.

### आश्वालायन गृह्यसूत्र अ० १. खंड १५.

कुमारजातं पुराऽन्यैरालंभात् सर्पिर्मधुनी हिरण्यनिकापं हिरण्येन प्राशयेत् प्र ते ददामि मधुनो, घृतस्य, वेदं सवित्रा प्रसूतं मघोनां । आयुष्मान् गुप्तो देवताभिः शतं जीव शरदो लोके अस्मिन्निति ॥ १ ॥ कर्णयोरुपनिधाय मेधाजननं जपति ॥ मेधान्ते देवः सविता मेधां देवी सरस्वती । मेधान्ते अश्विनौ देवावाधत्तां पुष्करस्रजौ इति ॥ २ ॥ अंसावभिमृशति. अश्मा भव परशुर्भव हिरण्यमस्तृतं भव । वेदो वै पुत्रनामासि स जीव शरदः शतं इति । इन्द्र श्रेष्ठानि द्रविणानि धेह्यस्मे प्रयन्धि मघवन्नृजिपिन्निति च ॥ ३ ॥

અર્થઃ—'કુમારજાતં' ઇત્યાદિ જે વખતે બાળકનો જન્મ સમય અગર બાળકનો જન્મ થાય તે વખતે બાળકને સ્નાન કરાવવાની ઓા િનયુક્ત કરી થોડા ઉના પાણીએ સ્નાન કરાવવું. ત્યાર પછી તેનું શરીર નરમ લૂગડે લોવું. પછી ઘી તથા મધ (ગળહુતિ) એ બંને એકઠાં કરી કાલવીને સોનાની સળી વતિ તેમાંથી બાળકના મોમાં મૂકી જીભ વડે તેને 'પ્રતિદદામિ' એ મન્ત્ર વડે ચટાડવું. ને કહેવું કે હે બાળક, તને મધ તથા ઘીનું પ્રાશન પ્રથમ હું કરાવું છું. તથા 'સવિતા' જે સર્વ જગતના ઉત્પન્ન કરનારા પરમાત્માની કૃપાથી સર્વોત્તમ ભોજનનો ભોગ કરવાવાળો તું થાઓ. જે તું મારો પુત્ર થયો છે, તે તને હું વેદનું દાન કરૂં છું કે જેથી તું ઈશ્વરની કૃપાથી પંડિત થાય. 'સવિતા ભગવાન' તથા સર્વે ઇન્દ્રિઓ તથા વિદ્વાન એઓથી તારૂં રક્ષણ થઈ સો વર્ષ સૂધી આ લોકમાં જીવ. ૧. તે પછી પિતાએ તેના જમણા કાન પાસે જઈ 'મેધાજનનમંત્ર' તેના કાનમાં બોલવો, તેનો અર્થ એ જે હે પુત્ર કે પુત્રી. 'સરસ્વતી' જે બુદ્ધિ વૃદ્ધિ કરનાર તે તારી બુદ્ધિ નિર્મળ કરો. તને સવિતાદેવ જલદી શાસ્ત્ર થકી નિપૂણ કરે. તથા સૂર્ય ચંદ્ર દેવો તારી આયુરક્ષા વધારે. તથા અશ્વિનદેવ તારી મેધા એટલે શીઘ્રવિદ્યા પ્રાપ્ત થાય તેવી બુદ્ધિ ધારણ કરો. એવી પરમેશ્વરની સ્તુતિ કરવી. ૨. પછી બાપે છોકરાની બે કાંધને કોમળ હાથે સ્પર્શ કરીને 'અશ્માભવેત્યાદિ' મન્ત્ર ભણવો. એટલે હે પુત્ર કે પુત્રી તું સબળ થા. 'અશ્મપરશુ' દૃઢેંદ્રિય. બુદ્ધિ, શરીરે સબળ થા. તથા હિરણ્ય તેજસ્વી થા. તારૂં નામ વેદ=જ્ઞાન સ્વરૂપ, એવું પરમેશ્વરે રાખ્યું છે, તે મેં પણ તારૂં રાખ્યું છે. તું સો વરસ સુધી જીવ. ૩. હે ઇન્દ્ર, તું મોટો દેવ છે. આ જગતમાં

અર્થે ઉત્તમ પદાર્થો તથા દ્રવ્યો તારાં છે, તે તમે આ બાળકને વાસ્તે રાખો. તથા "હે મેઘવન્ સર્ત્વીવિતુ"-પરમધનયુક્ત, આ બાળકને પરમજ્ઞાનયુક્ત ગુણોમાં પ્રવીણ કરો. ૪.

### अथ ऋग्वेद मन्त्र.

मेने ददामि मधुना घृतस्य वेद सवित्रा प्रसूतं मेघानाय । आयुष्मान् गुप्तो देवताभिः शतं जीव शरदो लोकेऽ अस्मिन् ॥ मेधान्ने देवः सविता मेधां देवी सरस्वती । मेधान्ते अश्विनौ देवावाधत्तां पुष्करस्रजा । अश्माभव पराशुभेव हिरण्यमस्तृतं भव । वेदो वेपुत्र नामासि सजीव शरदः शतमिति । इन्द्र श्रेष्ठानि० ॥ अस्मे प्रयंधिमघवन्नृजीषिन्निन्द्ररायो विश्ववारस्य भूरेः । अस्मे शतं शरदो जीवसेधाऽअस्मे वीरां शश्वतऽइन्द्र शिप्रिन् । इमां कुमारो जरांवयतु दीर्घंतु मायुः प्रजीवमे । अस्यै तनूस्तमुंजाना मायुर्वर्चोयशो वले ॥ तमर्वन्तं नसानसि मरुपन्न दिवः शिशुं । समृज्यन्ते दिवे दिवे बोधयान्मा हरिम्यां कुमारः साहदेव्यः । अच्छा नहूतऽउदरं उतत्वायजता हरिकुमारात्साह देव्यात् । प्रयता सद्यऽआददे । इप वां देवा वश्विनाकुमारः सहदेव्यः । दीर्घायुरस्तु सोमकः तं युवं देवा वश्विनाकुमारं साहदेव्यं दीर्घायुषं कृणोत न

### अथ यजुर्वेद मन्त्राः सूत्रस्था विज्ञेयाद्वाववशिष्टाच लिख्यते.

અથ યજુર્વેદ મન્ત્રમાં બાકી રહ્યું છે તે લખ્યું છે.

दमश्स्तनमूर्जस्वंतं धयायां प्रतीमग्ने शरीरस्यमध्ये उत्सं जुषस्व मधुमन्त मर्वन्त्समुद्रिय ५ सदनमा विश्वस्व ॥ यस्तेस्तनः शशायो यो मयो भूर्यो रत्नधाव सुविद्यः सुदत्रः येनविश्वा पुष्यसि वीर्याणि सरस्वतितामिह धातवेकः

### तथा पारस्कर गृह्मसूत्रे.

सोष्यन्तीमद्भि रभ्युक्षत्येजनु दशमास्य इति प्रागयस्यैत इत्यथावरावपतनमवेतु पृश्निशे वल ५ शुने जराय्वत्तवेनैवमा ५ सेन पीवरीं न कस्मिश्चनायतन मवजरायु पद्यतामिति जातस्य कुमारस्याच्छिनायां नाभ्यां मेधा जननायुष्ये करोत्यनामिकया सुवर्णांतर्हि तया मधु घृते प्राशयति घृतं वा भूस्त्वयि दधामि भूवस्त्वयि दधामि स्वस्त्वयि दधामि भूर्भुवः स्वः सर्वंत्वयि दधामीत्यथास्या युष्यंकरोति नाभ्यां दक्षिणे वा कर्णे जपत्यग्नि रायुष्मान् सवनस्पतिभि रायुष्मांस्तेनत्वा युषायुष्मन्तं करोमि सोम आयुष्मान्स ओषधी भिरायुष्मांस्तेन० ब्रह्मायुष्मत्तद्ब्राह्मणै रायुष्मत्तेन० देवा आयुष्मंतस्तेऽ-

मृते नायुष्मन्तस्तेन० ऋषय आयुष्मंतस्ते व्रतैरायुष्मंतस्तेन० पितर आयु-ष्मंतस्ते स्वधाभिरायुष्मन्तस्तेन० यज्ञ आयुष्मान् स दक्षिणाभिरायुष्मांस्तेन० समुद्र आयुष्मान् स स्रवंतिभिरायुष्मांस्तेनत्वायुष्मन्तं करोमीति त्रिरुयायुष मिति० स अस्मिन्देशे जातो भवति त मभिमन्त्रयते वेदते भूमि हृदयं दिवि-चन्द्रमसिश्रितं । वेदाहं तन्मातद्विद्यात् पश्येम शरदः शतम् जीवेम शरदः शत ँ शृणुयाम शरदः शतमित्यथैनमभिमृश्यत्यश्माभव परशुर्भव हिरण्य मस्तृतं भव ॥ आत्मावै पुत्र नामासि स जीव शरदः शतमित्यथास्य मातर मभिमन्त्रयत इडासि मैत्रा वरुणी वीरे वीर मजीजनथाः सा त्वं वीरवती भव यास्मान् वीरवतो करादित्यथास्यै दक्षिण ँ स्तनंप्रक्षाल्य प्रयच्छतीम ँ स्तनमिति यस्ते स्तन इत्युत्तर मेताभ्या मुदपात्र ँ शिरसो निदध्यात्यापो देवेषु जाग्रथ यथा देवेषु जाग्रथ । एव मस्या ँ सूतिकाया ँ स पुत्रिकायां जाग्रथेति द्वारदेशे सूतिकाग्नि मुपसमाधायोत्थानान्सन्धिवेलयोः फलीकरण मिश्रान्सर्षपानग्नावा वपति शण्डा मर्का उपवीरः शौण्डिकेय उलूखलः । म-लिम्लुचोद्रोणासच्यवनो नश्यतादितः स्वाहा । आलिपन्ननिमिषः किं वदन्त उपश्रुति र्हर्यक्षः कुंभि शत्रुः पात्र पाणि नृमणिर्हन्त्री मुखः सर्षपारुण श्रव-नो नश्यतादितः स्वाहेति.

સંક્ષેપે અર્થ:—પારસ્કર ગૃહ્યસૂત્રમાં આટલું વિશેષ છે તેનોજ માત્ર અર્થ લખ્યો છે,

બાળકનો નાળછેદ્યા પછી 'મેધાજનન' તથા 'આયુષ્માંકરણ' કરવું. 'ભૂસ્ત્વયિ' ઇ. ત્યાદિ મન્ત્ર વડે, હે બાળક ભૂર્લોક, અંતરિક્ષના લોકો તથા સ્વર્ લોકો એટલે ત્રણ લોકો (સ્વર્ગ, મૃત્યુ, પાતાળ) એ ત્રણ લોકોનું સામર્થ્ય હું તારામાં મૂકું છું. તથા બાળકના કાનમાં 'અગ્નિરાયુષ્માન્' એ મન્ત્રનો પણ જપ કરવો. એ બાળક વનસ્પતિથી અગ્નિ, ઔષધિથી-ચન્દ્રમા, બ્રાહ્મણોથી વેદ, અમૃત, સત્યવિદ્યાથી વિદ્વાન, સત્યવૃતોથી ઋષિ, સત્ય જ્ઞાનથી પિતૃ, દક્ષિણાથી યજ્ઞ, જલથી ચાલતી નદીઓથી સમુદ્ર, એ સર્વે આયુષ્માન્ દીર્ઘાયુ છે; તેમજ હું તને દીર્ઘાયુ કરૂં છું. પછી 'આયુષેજમદગ્ને' ઇતિ એ મંત્રનો ત્રણ વાર પાઠ કરવો. તથા જે ઠેકાણે બાળકનો જન્મ થયો હોય તે ઠેકાણે આ મંત્ર ભણવો. (વેદતેભૂમીત્યાદિ) એ મંત્રનો અર્થ પૂર્વે કરી ચકયા છીએ. ઓ પુત્ર, તું આત્મસંજ્ઞક એટલે આત્મવત્ મને પ્યારો થા. તે કેડે પ્રસૂતા સ્ત્રીને આ મંત્ર કેહેવો. (ઇડેત્યાદિ) હે, સ્ત્રી, વખાણવા લાયક મિત્ર, તથા શ્રેષ્ઠ ગુણવાળી તું છે. હે વીર સ્ત્રી, વીર ગુણયુક્ત, તેં આ વીર પુત્ર જણ્યો, તે તું વીર પુત્રવાન તથા સૌભાગ્યવાન સદા હો. જે તેં અમને વીરપુત્રયુક્ત કર્યા છે, તે તું સદા એ ઇશ્વરી કૃપાથી સુખી થાઓ. ત્યાર પછી સ્ત્રીના થાન ધોઇને (ઇમ-સ્તનયસ્તસ્તેન) એ બે મંત્રો વડે

પવિત્ર કરીને બાળકને સ્નવરાવવું. ત્યાર પછી જે પ્રમાણે લખ્યું છે તે પ્રમાણે બે મન્ત્રો વડે (શાણ્ડેત્યાદિ) દરવાજામાં હોમ કરવો.

એ પ્રમાણે ગોભિલ સૂત્રમાં છે તે અત્રે લખ્યા નથી. સામવેદના મન્ત્ર લખ્યા છે.

## अथ साममन्त्राः

इयमाज्ञे दमन्न मिदं मायु रिदममृतम् ॥ ८ ॥ मेधां ते मित्रावरुणौ मेधा मग्निर्दधातु ते ॥ मेधां ते अश्विनौ देवा वाधत्तां पुष्कर स्रजौ ॥ ९ ॥ यत्ते सुसीमेहृदय ॰ हितमन्तः प्रजापतौ ॥ वेदाहं मन्ये तद् ब्रह्म माहं पौत्र मघं निगाम् ॥ १० ॥ यत्पृथिव्या अनामृतं दिविचन्द्रमासिश्रितं । वेदामृतस्याह नाममाहं पौत्रमघ ॰ रिषम् ॥११॥ इन्द्राग्नी शर्म यच्छतं प्रजापती । यथा यन्नप्रमियिते पुत्रो जनित्र्य अधि ॥ १२ ॥ यददश्चन्द्रमासि कृष्ण पृथिव्या हृदय श्रितं ॥ तदहं विद्वा ॰ स्तत्पश्यन् माहं पौत्र मघ ॰ रुदम् ॥ १३ ॥ कोसि कतमोस्यिपोस्य मृतोसि आहस्पत्यं मासं प्रविशासौ ॥ १४ ॥ सत्वाह्नि परिददात्वहस्त्वारात्र्यै परिददातु रात्रिस्त्वाहोरात्राभ्यां परिददात्वहो रात्रौत्वार्द्धमासेभ्यः परिदत्ता मर्द्धमासास्त्वामासेभ्यः परिददतु मासास्त्वर्त्तुभ्यः परिददत्वृतवस्त्वा संवत्सराय परिददतु संवत्सरस्त्वायुषे जरायै परिददात्वसौ ॥ १५ ॥ अंगादंगात्स ॰ श्रवसिहृदयादधि जायसे ॥ प्राणन्ते प्राणेन सन्दधामि जीव मे या वद्गायुषम् ॥ १६ ॥ अंगादंगात् सम्भवासि हृदया दधि जायसे ॥ वेदो वै पुत्र नामासि स जीव शरदः शतम् ॥ १७ ॥ अश्माभव परशुर्भव हिरण्य मस्तृतं भव ॥ आत्मासि पुत्रमामृथाः स जीव शारदः शतम् ॥ १८ ॥ पशूनां त्वा हिंकारेण्याभिजिघ्राम्यसौ ॥ १९ ।

ઋગ્વેદના યજુર્વેદના તથા સામવેદના લખ્યા પ્રમાણે.

ઉપર સંક્ષેપે અર્થ થઈ ગયા છે તેથી અત્રે લખ્યા નથી. તેથી 'કોસિ' ઈ. બીજા રહેલાના અર્થ લખ્યા છે. તું કોણ અને કયો છે. તે તું આ છે તું અમૃત સ્વરૂપ છે. તે તું સૂર્ય નિમિત્તે મહિનાઓમાં પ્રવેશ કર. અને પૂરૂં આયુષ ભોગવ. ૧૪. માટે તને દિવસ આપું છું. સવિતા ભગવાન, ઈશ્વર તને દિવસ આપે, દિવસ રાત આપે, રાત અહોરાત આપે, અહોરાત અર્દ્ધ માસ આપે, અર્દ્ધ માસ મહિનો આપે, મહિનો ઋતુઓ, ઋતુ સંવત્સરો, સંવત્સર જરા એટલે પૂરૂં આયુષ્યવાળો સમય આપે. ૧૫. ઓ પુત્ર, તું અંગઅંગથી ઉત્પન્ન થયો છે, તથા હૃદયથી ઉત્પન્ન થયો છે. તો તેથી તારા પ્રાણને હું મારા પ્રાણયુક્ત કરૂં છું. માટે હું જ્યાંસુધી જીવું ત્યાંસુધી તું પણ જીવ, તથા જેવું હું પૂરૂં આયુષ્ય ભોગવું છું તેવું તું પણ પૂરૂં આયુષ્ય ભોગવનારો થા. ઈત્યાદિ. બીજાના અર્થ આવી ગયા છે.

# अथ अथर्वमन्त्राः अ० कां० ६ अनुवाक ४.

मनसे चेतसे धिय आकूतय उत चित्तये । मत्यै श्रुताय चक्षसे विधेम हविषा वयम् ॥ १ ॥ अपानाय व्यानाय प्राणाय भूरिधायसे । सरस्वत्या उरुव्यचे विधेम हविषा वयम् ॥ २ ॥ मा नो हासिषु ऋषयो दैव्या ये तनूपा येनस्तन्व-स्तनूजाः ॥ अमर्त्या मर्त्या अभिनः सचध्वमायुर्वत्त प्रतरं जीवसेनः ॥ ३ ॥ अ० कां० १२ प्र. पा. २६ अनुवाक २ ॥ परंमृत्यो अनुपरेहि पन्थां यस्तएष इतरो देवयानात् ॥ चक्षुष्मते शृण्वते ते ब्रवीमीहे मे वीरा बहवो भवन्तु ॥ २१ ॥ इमे जीवा विमृते रावबृत्रन्न भूद्भद्रेव हूति नो अद्य ॥ प्राञ्चो अगाम नृतये हसाय सुवीरासो विदथमा वदेम ॥ २२ ॥ इमं जीवे-भ्यः परिधिं दधामि मैषां नुगादपरो अर्थमेतम् शतम् जीवन्तः शरदः पुरू-चीस्तिरो मृत्युं दधतां पर्वतेन ॥ २३ ॥ आरोहतायुर्जरसं वृणाना अनुपूर्वं यतमाना यतिस्थ ॥ तान्वस्त्वष्टा सुजनिमा सजोषाः सर्वमायुर्नयतु जीवनाय ॥ २४ ॥ यथा हान्यनुपूर्वं भवन्ति अथर्तव ऋतुभिर्यन्तिसाकम् । यथानुपू-र्वमपरो जहात्येवा धातरायूंषि कल्पयैषाम् ॥ २५ ॥ अ० कां० १८ प्र० ३४ अनुवाक ३ विवस्वाँन्नो अभयं कृणोतु यः सुत्रामा जीरदानुः सुदानुः ॥ इहे मे वीरा बहवो भवन्तु गोमदश्ववन्मय्यस्तु पुष्टम ॥ ६१ ॥

સંક્ષેપે અર્થ :—હે પરમેશ્વર, મન, ચેતસા, બુદ્ધિ, સંકલ્પ, ચિત્ત, મનન, શ્રવણ, કથન ઇત્યાદિ શ્રેષ્ઠ ગુણ અમારા સંતાનોમાં થાય, તે માટે અમે હોમ તથા ભક્તિવિધાન પ્રે-મથી કરીએ છીએ. ૧. તથા આ સંતાનમાં અપાન, વ્યાન, પ્રાણ સરસ્વતી બહુ વિદ્યાયુક્ત અત્યંત સ્થિર થાય, એ માટે અમે હોમ ઇત્યાદિ (પહેલા શ્લોક પ્રમાણે) ૨. ઓ મૃત્યુ, તું અમારી પાસેથી દૂર જા. જે કોઇ વિદ્વાન, તેના માર્ગથી આઘું જા. મૂઢ, પાપી, દુષ્ટ એ-ઓનો જે માર્ગ તે માર્ગે જા. તથા તેઓને મારવા તત્પર થા. જે તું દેખનારો તથા સાંભળ-નારો તેને હું કહું છું. અને દેખાડું છું જે, અમારા લોકોનું પૂર્ણ આયુષ્ય ન થાય ત્યાં-સુધી અમારામાં ન આવ. કેમકે તેણે કરી અમારા કુળમાં શ્રેષ્ઠ ગુણવાળા તથા ચક્રવર્તી રા-જાના ભોગવાળા ઘણા પુરુષ થાય. ૨૧–૨૨–૨૩. 'આ યતિસ્થ,' અંતકાળને ઠેકાણે રહેલા પરમેશ્વર. અમે પૂરું આયુરદા વિચારપૂર્વક અનુક્રમે બરાબર ભોગવીએ, તથા પરમ પુરુષાર્થ કરીએ તેમ કર. અહો પુત્રાદિકો. તમને 'ત્વષ્ટા' જે સર્વ જગતનો રચનારો શ્રેષ્ઠ જન્મનો

આપનારો, તથા પરસ્પર પ્રીતિ કરાવનારો તે પરમેશ્વરને માટે સર્વ આયુર્દા ભોગવવાવાળા કરો. ૧૮. જેવા અનુપૂર્વ દિવસ જાય છે તથા આવે છે, જેવા ઋતુઓ સાથે ઋતુઓ ભોગવનારા છે, તથા એક કામ છોડી અગર એક માણસને છોડી બીજે બીજામાં પ્રાપ્ત થાય છે, તેવાજ 'ઓ ધાતઃ' પરમાત્મા આ સન્તાનાદિ અમારા લોક—તેઓને પૂરૂં આયુષ્ય ભોગવવાને દયા કરી સમર્થ કર. ૬૧મો મંત્ર સહેલો છે તેથી અર્થ લખ્યો નથી. ગોભિલ, સૌનકાદિ સૂત્રોમાં તથા મન્ત્રોમાં વિશેષ નથી.

એ પ્રમાણે જાતકર્મ સંસ્કાર સંક્ષેપે અર્થ સાથે લખ્યા છે. સ્ત્રીને બાળક અવતર્યા પછી તેનું દૂધ બાળકને થોડા દિવસ ધવરાવવુ નહિ, કેમકે કેટલાક દિવસ સુધી તે દૂધ રોગિષ્ટ હોય છે. વળી બાળકને તેની માતાએ ૧—૧। વરસ કરતાં વધારે ધવરાવવું નહિ, અને બને તો તે દરમ્યાન પણ વળગાવવું નહિ, કેમકે તેથી તે સ્ત્રીનું શરીર નબળું થાય છે અને વધારે સંતાન થતાં હરકત પહોંચે છે. માટે બીજી કોઈ ઉંચ વર્ણની દૂધાળી સ્ત્રીને ધાવ રાખવી એ ઉત્તમ પક્ષ છે. બાળક જન્મ્યા પછી પુરૂષે સ્ત્રીસમાગમ ત્રણ માસ સુધિ કરવો નહિ. હવે પાંચમો સંસ્કાર જે નામકરણ તે લખીએ છીએ.

इति जातकर्म संस्कार प्रकरण ४ समाप्त.

---

# પ્રકરણ ૫ મું.

## अथ नामकरण.

નામકરણ એ શબ્દની વ્યુત્પત્તિ સરળ છે તેથી લખી નથી.

જન્મદિવસથી લઈ દશમે, બારમે અગર ઘણું થાય તો એક વરસની માંહે નામ પડાવવાની વિધિ કરવી તેનું નામ નામકરણ અગર નામ પાડવું. નામ પાડવું એનું કારણ એ જે બીજાઓમાંથી ઓળખવાનું સુગમ પડે. અથવા જેનું નામ બોલાવવામાં આવે, તેજ નામવાળો સખસ બોલે. કેટલાંક નામ, ગુણ, કર્મ, લક્ષણ, રીત, ચાલથી, તથા પોતાના બાપદાદાનાં નામથી પાડે છે. જંગલી લોકોમાં પણ નામ પડેલાં હોય છે. તો બ્રાહ્મણ લોકો જે અસલથી સુધરેલા તેનાં નામ પાડવાની વિધિ તથા રીતિ હોય એમાં નવાઈ નથી. આ વિષે ઋગ્વેદમાં પ્રમાણ છે.

आश्वलायन गृह्यसूत्र अ. १ का. ८

नाम चास्मै दद्युः ॥ ४ ॥ घोषवदाद्यन्तरन्तस्थमभिनिष्टानान्तं द्व्यक्षरम् ॥५॥ चतुरक्षरम् वा ॥ ६ ॥ द्व्यक्षरं प्रतिष्टाकामश्चतुरक्षरं ब्रह्मवर्चसकामः ॥ ७ ॥ युग्मानि त्वेव पुंसाम् ॥ ८ ॥ अयुजानि स्त्रीणाम् ॥ ९ ॥ अभिवादनीयं च समीक्षेत तान्मातापितरौ विद्यातामोपनयनात् ॥ १० ॥ प्रवासादेत्य पुत्रस्य शिरः परिगृह्य जपति- अंगादंगात्संभवसि हृदयादधिजायसे । आत्मा वै

पुत्रनामाऽसि स जीव शरदः शतमिति मूर्द्धानि त्रिरव घ्राय ॥ ११ ॥ आ-
वृत्तैव कुमार्यै ॥ १२ ॥

અર્થઃ—નામ એવાં રાખવાં કે કકારાદિ વર્ગ (૫)નાં પ્રથમ અગર બીજો વર્ણ, અગર ચોથો વર્ણ 'ય, ર, લ, વ' વચમાં આવે, અને અન્તે ૪–૫ હ્રસ્વસ્વર, તેને અન્તે વિસર્જન આવે. બે અક્ષર અગર ચાર અક્ષરનું નામ આવે. ઉદાહરણ ભદ્ર, દેવ, દેવદત્ત, યજ્ઞદત્ત ઇત્યાદિ. ૬. પ્રતિષ્ઠાની ઇચ્છા વાસ્તે બે અક્ષરનું નામ પાડવું. પુરૂષનાં નામ જોડાક્ષર આવે જેમ દત્ત. ૮ કન્યા નામના આદિમાં જોડાક્ષર ન આવે તથા અંતમાં દીર્ઘસ્વર આવે. જેમ સુખદા, સુભદ્રા, વસુદા, સત્યદા, જસોદા, સાવિત્રી, સુમંગલી, કળાવતી, પ્રેમદા, જમના, નર્મદા, કાશી, રામી, વેદમતી, ભાનુમતી, રૂખમણી ઇત્યાદિ. ૯. એવાં સુન્દર નામ પાડવાં કાંઇપણ ભયાનક પાડવાં નહિ. તેનો અર્થ સુંદર તથા સાંભળવામાં કાનને બહુ સારો લાગે તેવાં નામ માબાપે (ફોઇએ) બાળકોનાં નામ પાડવાં. ૧૦. પરદેશમાં બાપ ગયા હોય ત્યાંથી જ્યારે પાછો આવે ત્યારે 'અંગાદંગાત્સંભવસીતિ' એ મંત્ર ભણીને પુત્રનું માથું તેણે સુંઘવું. ૧૧. કન્યાની પણ એજ પ્રમાણે નામકરણની ક્રિયા કરવી. મંત્રસાથે અગર મન્ત્ર વગર. ૧૨. તથા યજુર્વેદના પારસ્કર સૂત્રમાં પણ એજ પ્રમાણે છે. તેમાં જે વિશેષ છે તે લખ્યું છે.

## पारस्कर गृह्यसूत्र.

दशम्यामुत्थाप्य पिता नामकरोति द्व्यक्षरं चतुरक्षरं वा घोषवदाद्यन्तरंतस्थं
दीर्घाभिनिष्ठानं कृतं कुर्यान्नतद्धित मयुजाक्षर माकारांतं स्त्रियै ताद्धित
शर्म ब्राह्मणस्य वर्म क्षत्रियस्य गुप्तेति वैश्यस्य ॥

સંક્ષેપે અર્થઃ—બે અક્ષર, ચાર અક્ષર, ઘોષા અક્ષર, તથા અંતઃસ્થ અક્ષર આદિ અન્તે આવે. અંતે દીર્ઘ આવે. પુરૂષનું નામ 'તદ્ધિતાંત' હોય નહિ. જેમકે 'દેવદત્તિઃ ઓપમન્યવઃ' ઇત્યાદિ. સ્ત્રીનું નામ તદ્ધિતાંત હોય તો ફિકર નહિ. જેમ 'ગાન્ધારી, કૈકયી, કૌશલ્યા' ઇ. બ્રાહ્મણના નામને છેડે 'શર્મ', ક્ષત્રીના નામને છેડે 'વર્મ', વૈશ્યના નામને છેડે 'ગુપ્ત' તથા શુદ્રને 'દાસ', જેમકે વિષ્ણુશર્મા, કૃષ્ણવર્મા, ચંદ્રગુપ્ત, રામદાસ એવાં નામ પાડવાં. તથા ગોભિલ ગૃહ્યસૂત્રમાં આટલું વધારે છે.

## गोभिल गृह्यसूत्रेपि प्र० २ कां० ८

जननाद्य स्तृतीयो ज्यौत्स्न स्तस्य तृतीयायां प्रातः साशिरस्कं कुमारमा-
प्लाव्यास्तमिते वर्ते लोहितिम्न्यञ्जलिकृतः पितोपतिष्ठते ॥ १ ॥ अथ मा-
ता शुचिना वसनेन कुमारमाच्छाद्य दक्षिणत उदञ्चं पित्रे प्रयच्छत्युदकशि-
रसम् ॥ २ ॥ अनुपृष्ठं परिक्रम्योत्तरतोऽवतिष्ठते ॥ ३ ॥ अथ जपति,
यत्ते सुसीमे इति; यथाऽयन्नप्रमीयेत पुत्रो जनित्र्या अधीति ॥ ४ ॥ उद-
ञ्च मात्रे प्रदाय यथार्थम् ॥ ७ ॥ जननाद्दशरात्रे व्युष्टे शतरात्रे संवत्सरे

वा नामधेयकरणम् ॥८॥ अथ य स्तत् करिष्यन् भवति पश्चादग्ने रुदगग्रे-
षु दर्भेषु प्राङुपविशति ॥ ९ ॥ अथ माता शुचिना वसनेन कुमारमाच्छाद्य
दक्षिणत उदञ्चं पित्रे प्रयच्छत्युदक्शिरसम् ॥ १० ॥ अनुपृष्टं परिक्रम्यो-
त्तरत उपविशत्युदगग्रेषु दर्भेषु ॥ ११ ॥ अथ जुहोति प्रजापतये तिथये
नक्षत्राय देवताया इति ॥ १२ ॥ तस्य मुख्यान् प्राणान् संमृशन् कोऽसि
कतमोऽसीत्येतं मन्त्रं जपति ॥ १३ ॥ आहस्पत्यं मासं प्रविशासावित्यन्ते च
मन्त्रस्य घोषवदाद्यन्तरन्तस्थं दीर्घाभिनिष्ठानान्तं कृतं नाम दध्यात् ॥ १४ ॥
एत दतद्धितम् ॥ १५ ॥ अयुग्दान्तस्त्रीणाम् ॥ १६ ॥ मात्रे चैव प्रथमं
नामधेयमाख्याय यथार्थम् ॥ १७ ॥

ગોભિલસૂત્રમાં જે વિશેષ છે તેનો સંક્ષેપે અર્થઃ—

બાળકને શુદ્ધ વસ્ત્ર પહેરાવીને તેને પત્નીની ડાબી બાજુએ બેઠેલા પતિને આપવો. ૨. પછી સ્ત્રીએ પતિની પાછળથી પ્રદક્ષિણા ફરી ઉત્તરે આવી ડાબા ઉભા રહેવું. ૩. ત્યારપછી 'યત્તેસુસીમે' આ મન્ત્ર ભણવો. તથા 'યથાપત્રપ્રમીયેત પુત્રો જનિત્ર્યા અધીતિ' આ મન્ત્ર ભણીને પુત્ર પોતાની સ્ત્રીને દઈ દેવો. ૪–૫. ત્યારકેડે ચાંદા સામે જળની અંજલી ભરીને ઉભા રહેવું. 'યદદશ્ચન્દ્રમસીત્યાદિ' મંત્રવડે પરમેશ્વરની સ્તુતિ કરવી. પછી એજ મંત્ર બેવાર મૌન રહી મનમાં ભણીને પુત્રને આશિર્વાદ દેવો કે સર્વ શક્તિમાન પરમેશ્વર સર્વદા તારૂં રક્ષણ કરો.' અને તું ઉત્તમ ગુણયુક્ત થાઓ. ॥ ૬–૭.

જન્મ દિવસથી ૧૦મે અગર ૧૦૦મે અગર એક વરસે બરાબર નામ પાડવું. પછી અગ્નિનું સમાધાન કરવા 'પ્રજાપતયે સ્વાહા । અતિથયે સ્વાહા । નક્ષત્રાય સ્વાહા । દેવતાયૈ સ્વાહા' એ મન્ત્રો વડે કર્માધિકારી જે પુરૂષ તેણે બરાબર હોમ કરવો. ત્યારપછી બાળકના નાકદ્વારેથી પ્રાણવાયુનો સ્પર્શ કરીને 'કોડસિકતમોડસિ' એ મંત્ર જપવો. પછી 'આહસ્પ-ત્યં પ્રવિશાસા વિત્યન્ત' સૂત્ર પ્રમાણે પહેલાં કહ્યા પ્રમાણે નામ પાડવાં. અને તે પ્રમાણે મા-બાપે તે નામ પ્રમાણે હાંક મારવી.

બીજા વેદોમાં પણ 'અંગાદંગાત્સંભવસિ' ઇ. એજ મંત્ર નામકરણ વાસ્તે છે. તેમજ 'યત્તેસુસીમે યથયત્રપ્રમીયત૦' તથા 'યદદશ્ચન્દ્રમસિ૦' એ મત્રો છે. માટે તે અત્રે ફરી લખ્યા નથી. તેમજ તેમના અર્થ પણ આવી ગયા છે. માટે લખવાની જરૂર નથી. તેમજ સૌનક ગૃહ્યસૂત્રમાં અધિક વિશેષ નથી તેથી લખ્યા નથી.

વળી 'મનુસ્મૃતિ'માં એથી અધિક વિશેષ એ છે જે નામ પાડવાં તે કોઈ દેવનાં તથા દેવીનાં નામ હોય, અને ટૂંકામાં અર્થ ગૌરવ હોય તેવાં પાડવાં. કે છંદના નિયમ તૂટે નહિ. અને તે નામ બોલતાં અપભ્રંશ થઈ જાય નહિ જેમ નિર્ભયશંકર તેનું નરભેશંકર, પાર્વતિનું પાલી, પ્રેમાભાઇનું પેમાભાઈ, વૃદ્ધનગરનું વડનગર, રાજનગરનું રાંદેર, જેષ્ઠારામનું જેઠારામ

એવા થઇ ગયા છે. તે કરતાં પ્રથમથીજ જેઠારામ રાખ્યું હોય. કે સ્ફભના નિયમને અનુસરે, તથા અપભ્રંશ થઇ જાય નહિ, તેમ લાંબુ પાડેથી તેટલું લાંબુ કોઇ બોલે નહિ તેથી તેનું ટૂંકું કરી બોલે છે. જેમ કૃપાશંકરનું કીરપો, તથા કરૂણાશંકરનું કણ્ણો, કૃષ્ણરાયનું કૃષ્ણો, એમ ટૂંકામાં બોલે છે માટે ટૂંકું પાડવું.

इति नामकरणम् प्रकरणम् ५ समाप्तम्.

# પ્રકરણ ૬ ઠું.

## બહિર્નિષ્ક્રમણ અથવા નિષ્ક્રમણ સંસ્કાર.

### अथ निष्क्रमण संस्कारः

હવે છઠ્ઠો નિષ્ક્રમણ સંસ્કાર લખીએ છીએ. 'નિષ્ક્રમણ=નિઃક્રમણ=નિસ્'=લઇ જવું. 'ક્રમણ'=ફરવું, એટલે બહાર લઇ જવું. નિષ્ક્રમણ સંસ્કારને કોઇ બહિર્નિષ્ક્રમણ પણ કહે છે. એનો અર્થ એ જે બાળકને (ઘરમાંથી) બહાર કાડવું. વળી કોઇ એ સંસ્કારને સૂર્ય દર્શન સંસ્કાર પણ કહે છે. કેમકે એ સંસ્કારમાં બાળકને બહાર કહાડી પ્રથમ સૂર્યના દર્શન કરાવવાં એટલે સૂરજ જે કુદરતમાં પ્રથમ ચમત્કારી પદાર્થ છે, અને અતિ તેજસ્વી છે તે બાળકને પ્રથમ દેખાડવો જોઇએ, અને તેને પગે લગાડવું એટલે નમન કરાવવું.

એ વિષે પારસ્કર ગૃહ્યસૂત્ર કરતાં આશ્વલાયનમાં કંઇ વિશેષ નથી. પારસ્કર ગૃહ્યસૂત્ર મતઃ

> चतुर्थे मासि निष्क्रमणिका सूर्य मुदीक्षयति तच्चक्षुरिति ॥ २२ ॥ प्रोष्येत्य गृहानुपतिष्ठते पूर्ववत् पुत्रं दृष्ट्वा जपत्यंगादंगात्संभवासि हृदया दधि जायसे ॥ आत्मा वै पुत्र नामासि सजीव शरदः शत मित्यथास्य मूर्द्धान मवजिघ्रति प्रजापतेष्ट्वा हिंकारेणाव जिघ्रामि सहस्रायुषाऽसौ जीव शरदः शतमिति गवां त्वा हिंकारेणेति च त्रिर्दक्षिणेऽस्यकर्णे जपत्यस्मे प्रयंधि मघवन्नृजीषि-न्निद्ररायो विश्वरायो विश्ववारस्य भूरेः। अस्मे शत ँ शरदो जीवसेधाअस्मे वीरांछश्वत इन्द्र शिप्रिन्नितीन्द्र श्रेष्ठानि द्रविणा निधेहि चित्तिन्दक्षस्य सु भग त्वमस्मे ॥ पोष ँ रयीणा मरिष्टिं तनुना ँ स्वा द्मानं वाचः सुदिनत्व मह्नामिति सव्ये स्त्रियैतु मूर्द्धानमेवावाजिघ्रति तूष्णीम् ॥ २३ ॥

કેટલાએક મંત્રોના અર્થ થઇ ગયા છે, તેથી બાકીનાજ કરવા રહ્યા છે, તે સંક્ષેપે કરીએ છીએ.

જન્મથી ચોથે મહિને નિષ્ક્રમણ સંસ્કાર કરવો, એની અગાઉ પણ ઉચિત્ દેખાય તો કરવો. બાળકને સારાં વસ્ત્ર પેહેરાવી સારી હવામાં ફેરવવો. તથા આ મંત્ર ભણીને સૂર્ય દેખાડવો.

तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् पश्येम शरदः शतम् जीवेम शरदः शत

ऽ शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शत मदीनाःस्याम शरदः शतं भू-

यश्च शरदः शतात् ॥ १ ॥ अ० ३६ मं० २४.

અર્થ:—આ પુત્ર, સર્વના પ્રકાશક પરમેશ્વર જે સૂર્ય, જે સર્વ વિદ્વાનોનુ હિતકરનારો, સનાતન, સર્વ જગતનો કરનારો, તથા રચનારો, તેને આપણે સો વરસ સૂધી દેખીએ.. સો વરસ આપણે જીવીએ, આપણે તેને સો વરસ સાંભળીએ, કહીએ તથા તેને આધિન રહીએ. તે કરતાં અધિક પણ આપણી આયુરદા થાય. ૧. પહેલાં કહેલી હવામાં દેશમાં નિત્ય ફરવું. અને જ્યારે પરદેશથી પિતા આવે ત્યારે 'અંગાદંગાત્' ઇ. આ મંત્રનો પાઠ કરીને પુત્રના મસ્તકનો સુગન્ધ લેવો. જમણા કાનમાં 'અસ્મેપ્રયન્ધિ૦' મંત્ર ભણવો. અને ડાબી બાજુએ બેઠેલી જે પોતાની સ્ત્રી તેના પણ માથાનો સ્પર્શ કરવો. ૨૩.

ગોભિલ ગૃહ્યસૂત્ર તથા સૌનકમાં પણ વિશેષ વાત નથી.

इति निष्क्रमण संस्कारविधिः समाप्तः

હવે સાતમો જે અન્નપ્રાશન સંસ્કાર તે સાતમા પ્રકરણમાં લખીશું.

---

# પ્રકરણ ૭મું.

## અન્નપ્રાશન સંસ્કાર.

### अथ अन्नप्राशन संस्कारः

'અન્નપ્રાશનઃ અન્ન+પ્ર+અશન'=અન્ન=અનાજ, પ્ર—ઉપસર્ગ છે તેનો અર્થ વિશેષ એવો થાય છે. અશન=ખાવું=આખા શબ્દનો અર્થ અન્ન ખાવું. 'પ્ર'નો અર્થ વિશેષ એવો થાય છે પણ ઉપસર્ગોના નિયમ પ્રમાણે એકજ અર્થ તે એ શબ્દમાં બજેથી તે વપરાતો નથી. પ્રસંગ પ્રમાણે અર્થ વપરાય છે તેથી પ્રથમ અન્ન ખાવું, એમ કહીએ તો ચાલે. એ વિષે આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં કહ્યું છે કે:—

आश्वलायन गृह्यसूत्र अ० १. कं० १६

षष्ठे मास्यन्नप्राशनं ॥ १ ॥ आजमन्नाद्यकामः ॥ २ ॥ तैत्तिरं ब्रह्मवर्चसका-

मः ॥ ३ ॥ घृतौदनं तेजस्कामः ॥ ४ ॥ दधिमधुघृतमिश्रमन्नं प्राशयेत्. अ-

न्नपतेऽन्नस्य नो देह्यनमीवस्य शुष्मिणः ॥ प्रप्र दातारन्तारिष ऊर्जं नो धेहि

द्विपदे चतुष्पदे इति ॥ ५ ॥ आवृतैव कुमार्य्यै ॥ ६ ॥

આ સૂત્રના અર્થ સહેલા છે, અને કેટલાક આવી ગયા છે. માટે સંક્ષેપે અર્થ લખ્યા છે. છઠે માસે અન્ન પ્રાશનનો આરંભ કરાવવો. ૧. અન્ન એટલે બકરાના માંસનું ભોજન અન્નાદિની ઇચ્છા કરનારાને. ૨. વિદ્યાની ઇચ્છા કરનારાને તીતર પક્ષીના માંસનું ભોજન કરા-

વવું. (આ વાત માંસાહારીના દેશા અનુસારી લોકોને વાસ્તે છે.) ૩. ઘીની સાથે ચોખા (અન્ન). જેને તેજસ્વી થવાની ઇચ્છા હોય, તેને ભોજન કરાવવું. ૪ દહિં, મધ, તથા ઘી એ એકઠું કરીને એ અન્નનું પ્રાશન બાળકને (અન્નપતે) આ મન્ત્રે કરી કરાવવું. એનો અર્થ, હે 'અન્નપતે', પરમેશ્વર, નિરોગકારક અન્ન અમને સદા દે. સર્વ દુઃખોનો ઉદ્ધાર કરનારો, અન્નનો દાતા, એવો આ અમારો બાળક થાય, તથા પરાક્રમયુક્ત અમને દે. તેમજ દ્વિપદ મનુષ્ય ચતુષ્પદ—પશુ એઓના હિત સારૂ તેવું સંતાન આપ. તેમજ કન્યાને ઉપર કહ્યા પ્રમાણે અન્ન પ્રાશન કરાવવું. ૬. તથા પારસ્કર ગૃહ્યસૂત્રમાં પણ તેમજ છે. વિશેષ જે છે તે નીચે પ્રમાણે.

### पारस्कर गृह्यसूत्र.

षष्ठे मास्यन्नप्राशनꣳ स्थालीपाकꣳ श्रपयित्वाज्यभागाविष्ट्वाज्याहुती जुहोति देवीं वाचमजनयन्त देवास्तां विश्वरूपाः पशवो वदन्ति ॥ सा नो मन्द्रेषमूर्जं दुहाना धेनुर्वागस्मानुप सुष्टुतैतु स्वाहेति वाजो नो अद्येति च द्वितीयाꣳ स्थालीपाकस्य जुहोति प्राणेनान्नमशीय स्वाहापानेन गन्धानशीय स्वाहा चक्षुषा रूपाण्यशीय स्वाहा श्रोत्रेण यशोयशीय स्वाहेति प्राशनान्ते सर्वान्नसांत्सर्वमन्नमेकतउध्दृत्याथैनं प्राशयेत्तूष्णीꣳ हन्तेति वा हन्तकारं मनुष्या इति श्रुतेः ॥

સંક્ષેપે અર્થઃ—દૂધ વગેરે સુગન્ધિ રસોઇ કરીને 'દેવીંવાંગેત્યાદિ' મન્ત્રે કરીને બાળકને અન્નપ્રાશન કરાવવું. અને એ મંત્રવડે પ્રાણ અપાન એવો રીતે કોળીઆ ભરાવવા. મુંગે મોઢે તથા મુંગું મોઢું કરાવીને મોઢું ધોવરાવવું. ગોભિલ તથા સૌનક ગૃહ્યસૂત્રમાં પણ વિશેષ નથી. તેથી લખ્યા નથી. હવે આઠમો સંસ્કાર ચૌલ અગર ચૂડાકરણ લખીશું.

इति अन्नप्राशनः सप्तमः संस्कारः समाप्तः

---

# પ્રકરણ ૮ મું.

## ચૌલ અગર ચૂડાકરણ સંસ્કાર.

### अथ चूडाकरण संस्कारः

'ચૂડાકરણ' એ શબ્દ 'ચૂડા+કરણ' એ શબ્દો મળીને થએલો છે. પહેલો શબ્દ 'કરણ'=કરવું. એટલે મુંડન કરવું. 'ચૌલ' પણ કેહે છે. એને ગૂજરાતીમાં મુંડન કરાવવું-બાબરી લેવડાવવી—જન્મવાળ લેવરાવવા એવીરીતે અનેક શબ્દો છે. એ વિષે આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં લખ્યું છે.

## आश्वालायन गृह्यसूत्रे.

तृतीये वर्षे चौलं. यथा कुल धर्मं वा ॥ १ ॥ उत्तरतोऽग्ने व्रीहि यवमाष तिलानां पृथक् पूर्णं शरावाणि निदधाति ॥ २ ॥ पश्चात्कारयिष्यमाणो मातुरुपस्थ आनडुहं गोमयं नवे शरावे शमी पर्णानिचोपनिहितानि भवन्ति ॥ ३ ॥ मातुः पिता दक्षिणत एक विंशतिकुशपिंजूलान्यादाय ॥ ४ ॥ ब्रह्मा वैतानि धारयेत् ॥ ५ ॥ पश्चात्कारयिष्यमाणस्यावस्थाय शीतोष्णा अपः समानीयोष्णेन वा. य उदके नेहीति ॥ ६ ॥ तासां गृहीत्वा नवनीतं दधिद्रप्सान् वा प्रदक्षिणं शिरस्त्रिरुन्दति. अदितिः केशान्वपत्वाप उन्दन्तु वर्चस इति ॥ ७ ॥ दक्षिणे केशपक्षे त्रीणि त्रीणि कुश पिंजूलान्यभ्यात्माग्राणि निदधाति. ओषधे त्रायस्वैनमिति ॥ ८ ॥ स्वधिते मैनं हिंसीरिति लोहेन क्षुरेण ॥ ९ ॥ प्रछिनत्ति. येना वपत्सविता क्षुरेण सोमस्य राज्ञो वरुणस्य विद्वान् ॥ तेन ब्रह्माणो वपतेदमस्यायुष्माञ्जरदाष्टिर्यथासदिति ॥ १० ॥ प्रच्छिद्य प्रच्छिद्य प्रागग्राञ्छमीपर्णैः सह मात्रे प्रयच्छति तानानडुहे गोमये निदधाति ॥ ११ ॥ येन धाता बृहस्पतेरग्नेरिन्द्रस्य चायुषेऽवपत् तेन ते आयुषे वपामि सुश्लोक्याय स्वस्तय इति द्वितीयं । येन भूयश्चरात्यं ज्योक् च पश्याति सूर्यं । तेन ते आयुषे वपामि सु श्लोक्याय स्वस्तय इति तृतीयं ॥ १२ ॥ सर्वैर्मन्त्रैश्चतुर्थं ॥ १३ ॥ एव मुत्तरतस्त्रिः ॥ १४ ॥ क्षुरतेजो निमृजेत्. यत् क्षुरेण मर्चयता सुपेशसा वता वपसि केशान् । शुन्धि शिरोमास्यायुः प्रमोषीरिति ॥ १५ ॥ नापितं शिष्याच्छीतोष्णाभिरद्भिरर्थं कुर्वाणोऽक्षुण्वन्कुशलीकुर्विति ॥ १६ ॥ यथा कुलधर्मं केशवेशान् कारयेत् ॥ १७ ॥ आवृतैव कुमार्य्यै ॥ १८ ॥

અર્થ:—ત્રીજે વરસે આ સંસ્કાર કરવો. ૧ અગ્નિને ઉત્તર ભાગે જવ, અડદ, તલ કોમાંમાં ભરી મૂકવા. ૨. જે વખતે ક્ષૌર (હજામત) કરાવવા માંડે તે વખતે બાળકની માની ! એક નવા કોડીઆમાં બળદનું છાણ, ખીજડાનું ને સમીવૃક્ષનું પાન એ મૂકવાં. ૩. ની પાસે પિતાએ (૨૧) એકવીશ દર્ભ મૂળ સુદ્ધાં લઈને બેસવું. ૪. અગર બ્રહ્મા (બ્રહ્મા- બેહેલો બ્રાહ્મણ) તે લઈને બેસે ૫. પછી ક્ષૌર કરાવવા વાસ્તે શીતોષ્ણ (ગરમ તથા પાણી ભેળી) પાણી ('ય ઉદકે નેહેતીતિ૦:') એ મંત્રથી બાળકના વાળ ભીંજવવાં ૬. વનીત' એટલે માખણાદિ ચીજો પણ ત્યાં રાખવી. તે પાણીએ સારીપેઠે વાળ પલાળીને ાદિતિકેશાન્' એ મંત્ર કરી વાળ છેદવા. 'અદિતિ' એટલે વિનાશ રહિત ઈશ્વરની શતારા વાળોનું વપન (છેદન) કરે, તથા તેજ તથા વિદ્યા આવવા માટે જળ (પાણી) વાળો

ને કોમળ કરે. ૭. 'દહિના' શિરના ઉચ્ચ ભાગના જે વાળ તેનું ૩ દર્ભ સાથે છેદન કરવું. (બોડવુ) તથા તે વાળોને કોડીઆમાં રાખવા. કોઈ વાળ ઉડી જાય તે છાણ (જે કોડીઆમાં રાખેલું હોય તે) વડે લઇ એકઠા રાખવા. '(ઔષધેત્રાયસ્વૈનમિતિ૦)' એ, ઔષધ્ર આ બાળકનું તું રક્ષણ કર. એ મંત્ર ભણવો. તથા જેને હજામત કરતાં યુક્તિ કરવાની તે કરવી. લોઢાના અસ્ત્રાવડે બોડવું તથા 'સ્વધિતે' એ, ઇશ્વર, આ બાળકને ન કાપ. ૯. '(સવિતા)' સૂરજ કીરણોવડે રસ તથા પાણી ચૂશી લઈ પૃથ્વીપર પાડે છે. (વરસે છે.) તેવો તું 'શનૈઃ શનૈ' (ધીમે ધીમે) વાળોનું છેદન કર. 'સોમ' જે સર્વ જગતના સર્વોત્તમ પરમાત્મા છે તેની કૃપાથી આ બાળક વિદ્વાન થાય, એવી મતલબથી વિદ્વાન લોક વાળનું વપન કરે છે. ને તેથી તેને સુખ થાય, આ બાળક 'આયુષ્માન' સો વરસનું આયુરદા સુખે ભોગવો. ૧૦. વાળ કાપી કાપી શમી તથા દર્ભનાં પાન સાથે તે બાળકની માને આપવા. તથા છાણમા રાખવા. ૧૧. જે બળવડે 'ધાતા' પરમેશ્વરે બ્રહસ્પતિ, બ્રહ્માંડ અગર વાયુ અગ્નિ તથા ઈન્દ્ર જે સૂર્ય એઓની આયુરદા વાસ્તે નિયમ બાંધેલા છે તેજ પરમાત્માના તેજ બળ વડે એ દીકરા, તારૂં આયુરદા તથા વિદ્યા તથા '(સ્વસ્તિ)' આરોગ્યતા એઓને વાસ્તે તારા વાળનું છેદન કરૂં છું. બીજા મંત્રનો અર્થ પણ આમાં આવી ગયો છે. એક એક મંત્ર ભણતાં ભણતાં એકવાર અસ્ત્રો ફેરવવો. ૧૩. એવીરીતે માથાનો જે ડાબો ભાગ તેનેપણ બોડવો. ૧૪. ૧૫મો અર્થ સુગમ છે. તેમાં એજ છે જે તું આયુરદાવાળો થા. હજામ (વાળંદ)ને કહેવું કે સારીરીતે હોશિઆરીથી ક્ષૌર કરવું. ૧૬. ૧૭. એ પ્રમાણે કન્યાનો પણ સંસ્કાર કરવો ૧૮.

યજુર્વેદના પારસ્કર ગૃહ્યસૂત્રમાં લખ્યું છે જે:—

## पारस्कर गृह्यसूत्रे.

सांवत्सरीकस्य चूडाकरणम् ॥ तृतीये वा प्रातिहिते षोडशवर्षस्य केशांतो यथा मंगलं वा सर्वेषां ब्राह्मणान् भोजयित्वा माता कुमार मादाया प्लाव्याहतेवाससी परिधाप्यांकआधाय पश्चादग्ने रुपविशत्यन्वारब्ध आज्याहुतीर्हुत्वा प्राशनान्ते शीतास्वप्सूष्णाऽआसिंचत्युष्णेन वायु रुदकेने ह्यदिते केशान् केशश्मश्रिति च केशान्ते थात्र नवनीत पिण्डं घृतपिण्डं दध्नो वा प्रास्यति तत आदायदक्षिणं गोदानमुन्दाति सवित्रा प्रसूता दैव्या आप उन्दन्तु ते तनूं दीर्घायुत्वाय वर्चस इति ॥ त्रेण्या शलल्या विनीय त्रीणिकुशतरुणान्यन्तर्दधात्योषध इति ॥ शिवोनामेति लोहक्षुरमादाय निवर्तयामीति प्रवपति येनावपत्सविता क्षुरेण सोमस्य राज्ञो वरुणस्य विद्वान् ॥ तेन ब्रह्माणा वपते दमस्यायुषं जरदष्टिर्यथासादिति स केशानि प्रच्छिद्यानडुहे गोमय पिण्डे प्रास्य त्युत्तरतो ध्रीयमाण एवं द्विस्परं तूष्णीमितरयोश्चोदनाद्यथ पश्चात् त्र्यायुषमित्यथोत्तरतो येन भूरिश्चरादिवं ज्योकपश्चाद्धिसूर्य्यंतेन तेववपामि ब्रह्मणा-

जीवातवे जीवनाय सुश्लोक्यायस्वस्तय इति त्रिः क्षुरेण शिरः प्रदक्षिणं परिहरति सं मुखं केशान्ते यत्क्षुरेणमज्जयिता सुपेशसा वप्तावावपति केशांछिन्धिशिरोमास्यायुः प्रमोषिर्मुखमिति च केशान्तैताभिरद्भिः शिरः समुद्यनापिताय क्षुरं प्रयच्छत्यक्षण्वं परिवपेति यथा मंगलं केशशेष करण मनुगुप्तमेत ॅ सकेशं गोमयपिण्डं निधाय गोष्टे पल्वल उदकान्ते वा चार्य्यायवरं ददाति गांकेशान्ते संवत्सरं ब्रह्मचर्यमवपनं च केशान्ते द्वादशरात्र ॅ षड्रात्रं त्रिरात्रमन्ततः ॥ १ ॥

એના સંક્ષેપે અર્થ:—એક વર્ષનું બાળક હોય ત્યારે અથવા ત્રણ વરસનું હોય ત્યારે અથવા ૧૬ વરસનું થાય ત્યાંસુધીમાં બરોબરરીતે ચૂડાકરણ કરવું. બાકી સઘળું ઉપર પ્રમાણે છે. હોમ કરવો, ગોદાન કરવું. કેશ વપન કરાવ્યા પછી એક વરસ સુધી બ્રહ્મચર્ય રાખી એટલે અક્ષૌર રહેવું. તથા કેશ છેદાવ્યા પછી ૧૨ રાત્રી અગર ૬ રાત્રી અથવા ત્રણ રાત્રી અક્ષૌર રહેવું. ॥ તથા ગોભિલ ગૃહ્યસૂત્રમાં પણ છે.

## गोभिल गृह्यसूत्रे.

अथातस्तृतीये वर्षे चूडाकरणम् ॥ १ ॥ पुरस्ताच्छालाया उपलिप्तेऽग्निरुपसमाहितो भवति ॥ २ ॥ तत्रैतान्युपक्लृप्तानि भवन्ति ॥ ३ ॥ एकवि ॅ शतिर्दर्भपिंजल्य उष्णोदकक ॅ स औदुम्बरः क्षुर आदर्शो वा क्षुरपाणि र्नापित इति दक्षिणतः ॥ ४ ॥ आनडुहो गोमयः कृसरः स्थालीपाको वृथापक इत्युत्तरतः ॥ ५ ॥ व्रीहियवैस्तिलमाषैरिति पृथक् पात्राणि पूरयित्वा पुरस्तादुपनिदध्युः ॥ ६ ॥ कृसरो नापिताय सर्व्वबीजानि चेति ॥ ७ ॥ अथ माता शुचिना वसनेन कुमारमाच्छाद्य पश्चादग्नेरुदगग्रेषु दर्भेषु प्राच्युपविशति ॥ ८ ॥ अथ य स्तनकरिष्यन् भवति पश्चात् प्राङ्वतिष्टते ॥ ९ ॥ अथ जपत्यायमगात् सविता क्षुरेणेति सवितारं मनसाध्यायन् नापितं प्रेक्षमाणः ॥ १० ॥ उष्णेन वाय उदकेनैधीति वायुं मनसा ध्यायन्नुष्णोदकक ॅ सं प्रेक्षमाणः ॥ ११ ॥ दक्षिणेन पाणिनाऽप आदाय दक्षिणां कपुष्णिकामुन्दत्याप उन्दन्तु जीवस इति ॥ १२ ॥ विष्णोर्द ॅ ष्ट्रोऽसीत्यौदुम्बरं क्षुरं प्रेक्षत आदर्शं वा ॥ १३ ॥ ओषधे त्रायस्वैनमिति सप्त दर्भ पिंजलीर्दक्षिणायां कपुष्णिकायामभिशिरोग्रा निदधाति ॥ १४ ॥ ता वामेन पाणिना निगृह्य दक्षिणेन पाणिनौदुम्बरं क्षुरं गृहीत्वाऽऽदर्शं वाऽभिनिदधाति स्वधिते मैन ॅ हि ॅ सीरिति ॥ १५ ॥ येन पूषा बृहस्पतेरिति त्रिः प्राञ्चं प्रोहत्य-

प्रच्छिन्दन् सकृद्यजुषा द्वि स्तूष्णिम् ॥ १६ ॥ अथायसेन प्रच्छिद्यानडुहे गोमये निदधाति ॥ १७ ॥ एतयैवावृता कपुच्छलम् ॥ १८ ॥ एतयोत्तरं कपुष्णिकाम् ॥ १९ ॥ उन्दनप्रभृति त्वेवाभिनिवर्त्तयेत् ॥ २० ॥ उभाभ्यां पाणिभ्यां मूर्द्धानं परिगृह्य जपेत त्र्यायुषं जमदग्नेरिति ॥ २१ ॥ एतयैवावृता स्त्रियाः ॥ २२ ॥ तूष्णीम् ॥ २३ ॥ मंत्रेण तु होमः ॥ २४ ॥ उदगग्नेरुत्सृप्य कुशलीकारयन्ति यथागोत्रकुलकल्पम् ॥ २५ ॥ आनडुहे गोमये केशान् कृत्वाऽरण्यꣳहृत्वा निखनन्ति ॥ २६ ॥ स्तंबे हैके निदधति ॥ २७ ॥ यथार्थम् ॥ २८ ॥

સંક્ષેપે અર્થ:—ગોભિલસૂત્રમાં આટલું વિશેષ છે. ત્રીજે વર્ષે ચૂડાકર્મ કરવું, અગ્નિમાં કંઈ હોમ કરવો. ૨ આટલી ચીજ તે વખતે જોઈએ. ૩ સમૂળ દર્ભ સપાત્રમાં ઉષ્ણોદક, ઉમરાનું લાકડું, કાંસાનું વાસણ, અસ્ત્રો, દર્પણ, (આરશી) તથા હજામત કરવાનાં સર્વે રાચ તથા હજામ (વાળંદ) એ જમણી બાજુએ રાખવાં. બાળકના ડાબા ભાગમાં બળદનું છાણ 'કૃસર' (ખીચડી–રાંધેલી) થાલીમાં, એ સઘળું અગ્નિની ડાબી બાજુએ રાખવું જોઈએ. અને ચોખા, જવ, તલ, અડદ કોડિઆમાં જુદા જુદા સામે મૂકવા. મુંડન થયા પછી એ સર્વ ચીજ વાળંદને આપી દેવી. બાળકની મા પોતે સારાં વસ્ત્રાલંકાર પહેરીને સામે બેસે, તથા બાળકને પણ સારાં વસ્ત્રાલંકાર પેહેરાવીને બેસાડવું. ૮–૨૮ સૂધીનાં સૂત્રોમાં આટલુંજ છે જે મુંડન થયા પછી બાળકને ઔષધીયુક્ત શિતોષ્ણ પાણીએ અંઘોળ કરાવી સુંદર વસ્ત્રા-ભુષણ પેહેરાવવાં. માથાના પાછલા ભાગમાં એક જટા રાખવી તથા ચારે પાસામાં ચાર જટા (ચોટલી) રાખવી. એવી પાંચ શીખા, અગર એક શીખા અગર વગર શિખા, એમાં જેમ મરજીમાં આવે તેમ કરવું. તથા સુગન્ધિદાર પદાર્થોનો હોમ કરવો. પછી બાળકના માથા ઉપર હાથ મેલી '(ત્ર્યાયુષંજમદગ્ને)' આ મંત્રવડે પરમેશ્વરની પ્રાર્થના કરી સંસ્કાર સમાપ્ત કરવો.

इति चूडाकरण संस्कार विधिः समाप्तः

---

# પ્રકરણ ૯મું.

## કર્ણવેધ સંસ્કાર.

### अथ कर्णवेध संस्कार प्रारंभः

નવમો સંસ્કાર વિધિ કાર્ણવેધ સંસ્કાર–'કર્ણવેધ=કર્ણ-વેધ'–કાન વિંધવો. ત્રીજે અથવા પાંચમે વર્ષે કાન વિંધવાનો સંસ્કાર કરવાનું કહ્યું છે. એ બાબત પારસ્કર ગૃહ્યસૂત્ર-ઓજ માત્ર પ્રમાણ છે. બીજાઓમાં કાંઈ નથી.

पारस्कर गृह्यसूत्रे.

अथ कर्णवेधो वर्षे तृतीये पंचमे वा पुष्येन्दु चित्रा हरिरेवतीषु पूर्वाण्हे कुमारस्य मधुरं दत्वा प्राङ्मुखायोपविष्टाय दक्षिणं कर्णमभि मन्त्रयते भद्रं कर्णेभिरितिसव्यं वक्ष्यन्ती वेदितिचाथर्गिंयात्ततो ब्राह्मण भोजनम् ॥ २ ॥ भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः ॥ स्थिरैरंगैस्तुष्टुवा ॐ संस्तनूभिर्व्यशेमहि देवहितं यदायुः ॥ १ ॥ ॐ वक्ष्यन्ती वेदागनीगन्ति कर्णं प्रियं ॐसखायम् परिपस्व जाना । योषेवशिंक्ते विततायिधन्वं ज्याय ॐसमने पारयन्त ॥ २ ॥

સંક્ષેપે અર્થઃ—ત્રીજે, પાંચમે વર્ષે કર્ણવેધ સંસ્કાર કરવો. પુષ્ય, ચિત્રા, શ્રવણ, રેવતીનો ચન્દ્રમા હોય તે દિવસે કાન વિંધાવવો. બાળકને મીઠું મીઠું ખાવાનું આપી પૂર્વને મોઢે બેસાડી જમણો કાન 'ભદ્રંકર્ણે' એ મંત્ર ભણતાં જતાં વિંધાવવો. પછી બ્રાહ્મણ ભોજન કરાવવું. જમણો કાન વિંધાવતાં 'ભદ્રંકર્ણેભિઃ' એ મંત્ર ભણવો તથા ડાબો કાન વિંધાવતાં 'ॐ વક્ષ્યન્તી' એ મંત્ર ભણવો. એ બેના અર્થઃ—ઓ પરમેશ્વર અમે કાનોવડે 'ભદ્ર'–કલ્યાણકારી–વાતો નિત્ય સાંભળીએ તથા આંખોએ આનંદ જોઈએ, સ્થિર અંગોએ પરમેશ્વરનું યજન કરીએ, તથા તેની સ્તુતિ કરીએ તથા દેવ, પરમેશ્વર તથા વિદ્વાન લોકો એનાં હિતકારક આયુરદા થાઓ એવું કરે. ૧ તથા વેદાદિક વિદ્યાઓ સારી રીતે પ્રાપ્ત કરે. તથા સર્વ લોક એને સત્ય ઉપદેશ સદા કરે. તથા 'અજ, વ્યાપી, નિરાકાર, દયાળુ' પરમાત્માની ભક્તિ સદા કરે. તથા કાન પાકવા ન દે તથા છિદ્ર બંધ ન થઈ જવા દે.

હિન્દુઓમાં કાન વિંધેલા જોઈએજ. તેમજ ખરા મુસલમાનમાં કાન વિંધાવવાનો બિલકુલ ચાલ નથી. તેથી હિન્દુ તથા મુસલમાન કાન વિંધેલા કે ન વિંધેલા તે ઉપરથી ઓળખાય છે. પણ હાલમાં ઘણાક મુસલમાનો પણ કાન વિંધેલા જોવામાં આવે છે. તેથી તેઓના પૂર્વજ હિન્દુ હતા એવું અનુમાન થાય છે. તેથી કાન વિંધાવવાનો રિવાજ રહી ગયો છે. વળી એ ઉપરથી એવું પણ અનુમાન થાય છે જે હિન્દુઓમાં કાનમાં અલંકાર અગર રૂદ્રાક્ષાદિ પેહેરવાનો ચાલ અસલથી છે–તેવો મુસલમાનોમાં નહોતો. જ્યારે કાન વિંધાવવો હોય ત્યારે શુશ્રુત નામના વૈદક ગ્રંથમાં કહ્યા પ્રમાણે સુંદર તીખાં શસ્ત્ર વડે નસ ન આવે એવી રીતે વિંધવો. અને તે સહવારના પહોરમાં ૧૦ વાગ્યા પહેલાં વિંધાવવો.

इति नवमः कर्णवेध संस्कारः समाप्तः

# પ્રકરણ ૧૦ મું.

## ઉપનયન સંસ્કાર.

### अथ उपनयन संस्कारारम्भः

દશમો ઉપનયન સંસ્કાર. 'ઉપનયન' શબ્દાર્થ :—'ઉપ'–ઉપસર્ગ–ઉપર–હલકું–નીચું–ઉતરતું અર્થે. 'નયન'–લઈ જવું. એટલે પરબ્રહ્મ જગત્કર્તા સંબંધી થોડું જ્ઞાન થવાનો અધિકાર જે વડે થાય એટલે તેને પોહોંચવાનું થોડું જ્ઞાન થાય તે સંસ્કાર ઉપનયન=જનોઈ, દેવી તે સંસ્કાર.

ઉપનયન સંસ્કાર જે બાળક બુદ્ધિમાન્, શરીરે આરોગ્ય તથા બળવાન હોય તેને બ્રાહ્મણમાં ૫ મે વરસે, ક્ષત્રીમાં ૬ઠે વરસે, ને વૈશ્યમાં આઠમે વરસે, કરવાનું કહ્યું છે. એ સંસ્કાર થાય ત્યારે દ્વિજ કહેવાય છે. 'દ્વિ=બે+'જ'=જન્મ. બીજો જન્મ એટલે બીજો અવતાર એવો અર્થ થાયછે. બીજો અવતાર એટલે તે બાળક વિદ્યાપાત્ર થવાને અધિકારી થયો.

શૂદ્રને વિદ્યારંભ કરવાને ઉપનયન વિના અધિકાર છે તે વિષે શુશ્રુતનું પ્રમાણ છે.

कुलगुण सम्पन्नमनुपनीय शूद्र मध्यापयेत्.

જે શદ્રનો બાળક બુદ્ધિમાન, કુલીન, ગુણસંપન્ન હોય તેને વ્યાકરણાદિ વિદ્યા બરાબર ભણાવવી.

વળી મનુસ્મૃતિમાં પ્રમાણ છે કે–

ब्रह्मवर्चस कामस्य कार्यं विप्रस्य पंचमे ॥
राज्ञो बलार्थिनः षष्ठेवैश्यस्येहार्थिनोऽष्टमे ॥ १ ॥

અર્થઃ—બ્રહ્મવિદ્યાની ઈચ્છા કરનારા બ્રાહ્મણના બાળકને પાંચમે, બળની ઈચ્છા રાખનારા ક્ષત્રીને છઠે, ને વેપાર, વણજ, ખેતીની ઇચ્છાવાળા વૈશ્યને આઠમે વરસે જનોઈ દેવી.

વળી આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં નીચે પ્રમાણે.

अष्टमे वर्षे ब्राह्मणमुपनयेत् ॥ १ ॥ गर्भाष्टमे वा ॥ २ ॥ एकादशे क्षात्रियम् ॥ ३ ॥ द्वादशे वैश्यम् ॥ ४ ॥ आषोडशात् ब्राह्मणस्यानतीतः कालः ॥ ५ ॥ आद्वविंशात् क्षत्रियस्य. आचतुर्विंशात् वैश्यस्य. अत ऊर्ध्वं पतितसावित्रीका भवन्ति ॥ ६ ॥ नैनानुपनयेन्नाध्यापयेन्न याजयेन्नैभिर्व्यवहरेयुः ॥ ७ ॥ अलंकृतं कुमारं कुशलीकृताशिरसमहतेन वाससा संवीत मैणेयेन वाऽजिनेन ब्राह्मणम् रौरवेण क्षात्रियमाजेन वैश्यम् ॥ ८ ॥ यदि वासांसि वसीरन् रक्तानि वसीरन्. काषायं ब्राह्मणो मांजिष्टं क्षात्रियो हारिद्रं वैश्यः ॥ ९ ॥ तेषां मेखलाः ॥ १० ॥ मौंजी ब्राह्मणस्य. धनुर्ज्या क्षात्रियस्य. आवी

वैशस्य ॥ ११ ॥ तेषां दण्डाः ॥ १२ ॥ पालाशो ब्राह्मणस्य. औदुम्बरः क्षत्रियस्य. वैल्वो वैश्यस्य ॥ केशसंमितो ब्राह्मणस्य. ललाट संमितः क्षत्रियस्य. प्राण संमितो वैश्यस्य ॥ १३ ॥ सर्वे वा सर्वेषां ॥ १ ॥ समन्वारब्धे हुत्वोत्तरतोऽग्नेः प्राङ्मुख आचार्योऽवतिष्ठते ॥ २ ॥ पुरस्तात् प्रत्यङ्मुख इतरः ॥ ३ ॥ अपामंजली पूरयित्वा. तत् सवितुर्वृणीमह इति पूर्णेनास्य पूर्णामवक्षारयत्यासिच्य. देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्यां हस्तं गृह्णाम्यसविति तस्य पाणिना पाणिं सांगुष्ठं गृह्णीयात् ॥ ४ ॥ सविता ते हस्तमग्रभीदसाविति द्वितीयम् ॥ अग्निराचार्यस्तवासाविति तृतीयम् ॥ ५ ॥ आदित्य मीक्षयेत्. देवसवितरेष ते ब्रह्मचारी तं गोपाय स मामृतेत्याचार्यः ॥ ६ ॥ कस्य ब्रह्मचार्यसि प्राणस्य ब्रह्मचार्यसि कस्त्वाकमुपनयते काय त्वा परिददामीति ॥ ७ ॥ युवासुवासाः परिवीत आगादित्यर्द्धर्चेनैनं प्रदक्षिणमावर्तयेत् ॥ ८ ॥ तस्याध्यंसौ पाणी कृत्वा हृदयदेशमालभेतोत्तरेण ॥ ९ ॥ अग्निं परिसमूह्य ब्रह्मचारी तूर्ष्णीं समिधमादध्यात् तूर्ष्णीं वै प्राजापत्यं प्राजापत्यो ब्रह्मचारी भवतीति विज्ञायते ॥ ११ ॥

એનો સંક્ષેપે અર્થ:—જન્મથી આઠમે વરસે બ્રાહ્મણના, અગિઆરમે વરસે ક્ષત્રિના છોકરાને ને બારમે વરસે વૈશ્યના છોકરાને જનોઈ દેવી. અગર ગર્ભથી એ વર્ષોની ગણતરી કરે. ૨–૩–૪ સોળમા વરસ પહેલાં બ્રાહ્મણ, વીસમા વરસ પહેલાં ક્ષત્રી, ચોવીશમા વરસ પહેલાં વૈશ્યને એ રીતે જનોઈ દેવાના કાળ છે. એ વખત ઉપરાંત થાય તો 'પતિત સાવિત્રિક' એટલે ગાયત્રી મંત્ર વડે ઈશ્વરોપાસના કરવાના અધિકાર રહિત થાય છે. માટે એટલે કાળે જનોઈ અવશ્ય દેવી જોઈએ. ૬. જે બ્રાહ્મણાદિ ત્રણ વર્ણ વખતોવખતે યજ્ઞોપવીત, વેદારંભ વગેરે ન કરે તેનાથી જનોઈ, અધ્યાયન (વેદ ભણાવવો), યજન (હોમ) એવા વ્યવહાર નહિં કરાય. એ માત્ર ડર દેખાડયો છે કે સઘળી વર્ણ તેને લીધે બરાબર વખતે એ સંસ્કાર કરે. ૭ છોકરાને હજામત કરાવી સારીરીતે અંઘોળ કરાવીને નવાં વસ્ત્ર પહેરાવવાં, ને નિશાળમાં લઈ જવો. વસ્ત્ર ન હોય તો બ્રાહ્મણે મૃગચર્મ, ક્ષત્રીએ રોઝનું ચર્મ, તથા વૈશ્યે બકરાનું ચામડું ઓઢવું. ૮ જે વસ્ત્ર બ્રાહ્મણે ઓઢવું તે રાતું અગર કાથી રંગનું, ક્ષત્રીએ મજીઠના રંગનું, વૈશ્યે પીળું, ૯. તથા તેઓની મેખલા (કંદોરો)–૧૦. મુંજ જે ઘાસ અગર દર્ભની તેનો બ્રાહ્મણે, ધનુષ્યની તાંતનો ક્ષત્રીએ, તથા ઉનનો વૈશ્યે, ૧૧. કુંવારા બ્રહ્મચારીના આદંડ એટલે લાકડી, ૧૨. બ્રાહ્મણને પીપળાનો ઉભા રહી પગથી લલાટે ને વાળસુધી પોહોંચે તેવડો, ગુલરનો દંડ ભવાંએ પહોંચે તેવડો ક્ષત્રીના, તથા નાકના નસકોરાં સુધી પોહોંચે તેવડો બીલીના દંડ વૈશ્યનો. અગર જે જે દેશમાં જે જે મળે તેનો

૬૬. પછી મંત્રો વડે હોમ કરી અગ્નિ સન્મુખ રાખવો. ને ગોરે પૂર્વાભિમુખે બેસવું. ૨. અગ્નિથી પૂર્વ પશ્ચિમાભિમુખ રાખી ગોરે છોકરાને અગ્નિ સામે બેસાડવો. ૩. પછી પાણીની અંજળી ભરી 'તત્સવિતુર્વૃણીમહે' એ મંત્ર વડે બાળકની અંજલી પાણીએ ભરી દે ત્યાર-પછી 'દેવસ્યત્વેતિ' મંત્રવડે સૂર્યની સામે અંગુઠા સાથે હાથ પકડીને મૂકાવવી. વળી ફરીથી એજ પ્રમાણે બીજી અંજલી '(સવિતા તે હસ્ત મગ્રભી દસાવિતિ)' એ મંત્રે અપાવે. પછી સૂરજનુ દર્શન કરાવવું. હે દેવ, 'સવિતા' આપના બાહુવડે આનું હું ગ્રહણ કરૂં છું. તથા આ બાળક તારે હાથ પરમેશ્વરે ધર્યો છે. તેની અમે પ્રાર્થના કરીએ છીએ. હે દેવ, તારો બ્રહ્મચારી આ બાળક છે. તેનું તું રક્ષણ કરજે. તે મારૂં રક્ષણ કરે. એવું વચન ગોરે બોલવું. ૬. તથા તું પ્રજાપતિનો તથા પ્રાણનો એટલે પરમેશ્વરનો બ્રહ્મચારી છે. તથા સુખરૂપ જે 'કઃ' નામે પ્રજાપતિ છે તે તારા સુખ માટે તારૂં જનોઈ દે છે, તે 'કઃ' ના-મના પ્રજાપતિને તને સ્વાધિન કરૂં છું. ૭. તે તારી યુવાવસ્થા પૂરી થાય ત્યાંસૂધી સઘળા વેદા-દિ વિદ્યાઓનું અધ્યયન કરી સારાં વસ્ત્ર પહેરી '(પરિવીત)' આચ્છાદીને વિદ્યાદિ ગુણયુક્ત મારી પાસે આવી મારો થા. વળી ગોરની પ્રદક્ષિણા કરીને તેની સામે તેને બેસાડવો. ૮. તે બ્રહ્મચારીનો હાથ ખાંધ ઉપર ધરીને હૃદય (છાતી) ઉપર ગોરે ઉત્તર દિશાથી હાથ ફેરવવો. ૯ પછી મુનીવ્રત લઈ અગ્નિ પ્રગટ કરીને બ્રહ્મચારીએ અગ્નિમાં સમિધનો હોમ કરવો, કે મુનીવ્રતથી પ્રજાપતિ જે પરમેશ્વર તેનો ઉપાસક થાય. ૧૧.

## तथा पारस्कर गृह्यसूत्रस्य प्रमाणम्

अष्ट वर्षं ब्राह्मणमुपनयेत् गर्भाष्टमे वैकादश वर्षे ठँ राजन्यं. द्वादश वर्षे वैश्यं यथा मंगलं वासर्वेषां ब्राह्मणान् भोजयेत्तंनपर्युप्त शिरसमलंकृतमानय-न्ति ॥ पश्चादग्ने रवस्थाप्य ब्रह्मचर्यमागामिति वाचयति ॥ ब्रह्मचार्यसानीति-चाथैनं वासः परिधापयति येनेन्द्राय ब्रहस्पतिर्वासः पर्यदधादमृतं । तेनत्वा परिदधाम्यायुषे दीर्घायुत्वाय बलाय वर्चस इति मेखलां बध्नीत इयं दुरुक्तं परिबाधमानावर्णं पवित्रं पुनती म आगात् ॥ प्राणा पानाभ्यां बलमादधा-ना स्वसादेवी सुभगा मेखलेयमिति युवा सुवासाः परिवीत आगात् स उश्रे-यान् भवति जायमानः ॥ तं धीरासः कवय उन्नयन्ति स्वाध्यो मनसा देव यन्त इति वा तूष्णीं वात्र यज्ञोपवीत परिधानं यज्ञोपवीतं परमं पवित्रं प्रजा-पतेर्यत्सहजं पुरस्तात् ॥ आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं यज्ञोपवीतं बलमस्तु तेजः । यज्ञोपवीत मसि यज्ञस्य त्वा यज्ञोपवीतेनोपनह्यामीत्यथाजिनं प्रयच्छ-ति मित्रस्य चक्षु र्धरुणं बलीयस्तेजो यशस्वी स्थविरं समिद्धं । अनाहन-स्यं वसनं जरिष्णुः परीदं वा ज्यजिनं दधेहमिति तूष्णीं वा दण्डं प्रयच्छति

तं प्रतिगृह्णाति यो मे दण्डः परापतद्वै हायसोधिभूम्यां । तमहं पुनरादद आयुषे ब्रह्मणे ब्रह्मवर्चसायेति दीक्षावदेके दीर्घसत्र मुपैतीतिवचनादथास्याञ्जिरंजलिनांजलिंपूरयत्यापोहिष्ठेतितिसृभिरथैन ॐसूर्यमुदीक्षयाति तच्चक्षुरित्यथास्य दक्षिणा ॐसमधिहृदयमालभे मम व्रते हृदयं दधामि मम चित्तमनुचित्तं ते अस्तु । मम वाच मेकमना जुपस्व बृहस्पतिष्ट्वा नियुनक्तु मह्यामित्यथास्य दक्षिण ॐहस्तं गृहीत्वाह कोनामासीत्यसाहंभो ॥ ३ ॥ इति प्रत्याहाथैनमाह कस्य ब्रह्मचार्यसीति भवत इत्युच्यमान इन्द्रस्य ब्रह्मचार्यस्यग्निराचार्यस्तवाहमाचार्यस्तवासावित्य थैनं भूतेभ्यः परिददाति प्रजापतये त्वा परिददामि देवाय त्वा सावित्रे परिददाम्यभ्द्यस्त्वौषधीभ्यः परिददामि द्यावापृथिवीभ्यां त्वापरिददामि विश्वेभ्यस्त्वाभूतेः परिददामि सर्वेभ्यस्त्वाभूतेभ्यः परिददाम्यरिष्ट्याइति ॥ ३ ॥

સંક્ષેપે અર્થ:—એમાં આટલું વિશેષ છે કે બાળકને ક્ષૌર કરાવીને તેને વસ્ત્રાલંકાર પહેરાવી ગોરીને પશ્ચિમ ભાગે બેસાડી '(બ્રહ્મચાર્યમાગામિતિ)' એટલે હું બ્રહ્મચાર્ય આશ્રય પામ્યો છું. '(બ્રહ્મચાર્યસાનીતિ)' હું બ્રહ્મચાર્ય થાઉં એવું ગોરને કહે, પછી તેને વસ્ત્ર પેહેરાવવાં '(યેનેન્દ્રાય)' આ મંત્ર વડે એટલે એ કુમાર, ઈન્દ્ર જે સૂર્ય તેને તેજવાળાં વસ્ત્ર બ્રહસ્પતિ જે પરમાત્મા જે સામર્થ્યથી પહેરાવી ચૂક્યા છે તે સામર્થ્યથી તને વસ્ત્ર હું જે તારો પિતા=આચાર્ય તે પેહેરાવું છું. તારૂં લાબું આયુરદા, મોટું બળ તથા મોટી વિદ્યા થાય તે માટે હું પરમેશ્વરની પ્રાર્થના કરૂં છું. ત્યારપછી કેડમાં મેખલા (કણદોરો) 'ઈયમિતિ' મંત્રે કરી બાંધવો. આ મેખલા બ્રહ્મચર્ય, સુશિક્ષા, તથા સદ્વિદ્યા તને પ્રાપ્ત થવા માટે ઘાલી છે. તથા કુશિક્ષા, કુવિદ્યા તથા દુષ્ટતા છોડી દેવા માટે આજથી હું પ્રતિજ્ઞા કરી મેખલા ઘાલું છું. તે પ્રાણ તથા અપાનવાયુના સંપૂર્ણ બળ આવવા માટે બેન પ્રમાણે સૌભાગ્ય વધારવાવાળી ધારીને ઘાલી છે. અથવા '(યુવાસુવાસા:)' આ મંત્રથી મેખલાની પ્રતિજ્ઞા કરી બાંધવી, કેમકે વિદ્વાન થયો હોય તે પોતાનું તથા બીજા સઘળા લોકોનું કલ્યાણ કરનારો નીવડે છે. તેનું કહ્યુ મોટા મોટા પંડિત લોકો પણ કબુલ કરે છે. તથા તેને આબરૂ આપે છે. પછી 'યજ્ઞોપવિતમિતિ' મંત્રથી જનોઈ પહેરવું, એટલે જે પ્રજાપતિ પરમેશ્વરનું સહજ, સચ્ચિદાનંદસ્વરૂપ, પરમપવિત્ર, યજ્ઞમાં સત્કૃત છે. તેની પ્રથમ પ્રાર્થના કરીને યજ્ઞ, પરમેશ્વરની ભક્તિ તથા યજ્ઞનું અનુષ્ટાન કરવા વાસ્તે આ જનોઈ પેહેરૂં છું તે ઈશ્વર કૃપાથી લાંબું આયુરદા, સારા ગુણ, તથા બળ તથા તેજ દેવા માટે યજ્ઞોપવીત થાય, ત્યારે પહેલી જનોઈ મેલી થઈ જાય. અગર તૂટી જાય ત્યારે બીજી નવી શુભ્ર, સાફ પેહેરવી. ૧ હે પરમેશ્વર, તું વિવિધ સુખ દેવા માટે યજ્ઞમાં પ્રાપ્ત થા. એ શિષ્ય, તને તેમાં પ્રેમભક્તિ થાય, તથા યજ્ઞના દ્રવ્ય તથા જ્ઞાનવિદ્યા પ્રાપ્ત થાય, માટે તને જનોઈ પેહેરાવું છું. એવું આચાર્યે બોલીને જનોઈ

ઘાલવી. ત્યારપછી 'અજિન' (મૃગચર્માદિ) તેને આપવાં. 'મિત્રસ્યચક્ષુર્દ્ધરૂણમિતિ' એ મંત્રથી મુંગા મુંગા બ્રહ્મચારીને દંડ આપવો. અને 'યોમેદણ્ડ' એ મંત્ર ભણીને તેણે લેવો. તેણે પણ પતિજ્ઞાપૂર્વક વિદ્યા સદ્ગુણ આવવા માટે ઘાલવી, કે ઈશ્વરકૃપાથી વિદ્યા સદ્ગુણ પ્રાપ્ત થાય. અંજલીએ અંજલી ભરવી (તે આવી ગયો છે) '(આપોહિષ્ઠે.)'

आपोहिष्टा मयोभुवस्था नऊर्ज्जे दधात ना महे रणाय चक्षसे ॥ १ ॥

योवः शिवतमो रसस्तस्य भाजयते हनः ॥ उशतीरिव मातरः ॥ २ ॥

तस्माऽअरंगमामवो यस्य क्षयाय जिन्वथ ॥ आपो जनयथाचनः ॥ ३ ॥

એ મંત્રોએ અંજલી વિધાન કરવું. તથા 'તચ્ચક્ષુર્દેવ૦' એ મંત્રથકી સૂર્યનું ઉપસ્થાન કરવું. (હાથ ઉંચા કરવા.) તે પછી આચાર્યે શિષ્યના હૃદયપર જમણી બાજુએ હાથ મૂકી પ્રતિજ્ઞા પરસ્પર કરવી આ શિષ્ય તારૂં વિદ્યા લેવાનું ચિત્ત મારા ચિત્તને અનુકુળ સદા રહો. શિષ્ય કહે કે સર્વ દિવસ આપને અનુકુળ રહીશ. પછી આચાર્ય કહે કે મારા નિયમમાં તારૂં હૃદય ઘાલું છું કે તું મારાથી વિરૂદ્ધ ન થા. તથા હું પણ તને સદ્વિદ્યા તથા સદોપદેશ કરવામાં અનુકુળ રહીશ. એટલે તું મારો ઉપદેશ એકાગ્ર ચિત્તે સાંભળવા તૈયાર થા. પરમેશ્વર બ્રહસ્પતિ જે સર્વથી મોટો છે તે તને મારી સાથે જોડી દે. પછી બ્રહ્મચારીના જમણો હાથ પકડીને પુછે કે તું કોણ છે? તારૂં નામ શું? બ્રહ્મચારી જવાબ દે છે હું તમારો વિદ્યાર્થી છું. તું કોનો બ્રહ્મચારી છે? આપનો. તું ઈંદ્ર જે પરમાત્મા તેનો બ્રહ્મચારી છે. તથા અગ્નિ જે સર્વજ્ઞ ઈશ્વિર તે તારો આચાર્ય છે. તથા હું પણ તારો આચાર્ય છું. તે સર્વ જગતના સુખને માટે વિદ્યા પ્રાપ્ત થવા માટે તથા મારે માટે પરમેશ્વરે તને આપ્યો છે. પ્રજાપતિ પરમાત્માને તને હું આપું છું. સર્વ જગતનો પેદા કરનારો જે સવિતા દેવ તેને વાસ્તે હું તને આપું છું. તથા જલઔષધિ, પૃથ્વી, સ્વર્ગ, તથા વિશ્વદેવ, એટલે જે વિદ્વાન લોકો એઓના ગુણ લેવા તથા તેઓનું જ્ઞાન લેવા તથા ભોગ લેવા (પ્રસાદ લેવા) તથા તેઓનાં દુઃખ ટાળવા માટે તને આપું છું.

## गोभिलीय गृह्यसूत्रे.

यदह रुपैष्यन्माणवको भवति अग एवैनं तदहर्भोजयन्ति कुशलीकारयन्त्याप्लावयन्त्यलंकुर्वन्त्यहतेन वाससाऽऽच्छादयन्ति ॥ ७ ॥ क्षौमशाणकार्पासौर्णान्येषां वसनानि ॥ ८ ॥ ऐणेयरौरवाजान्यजिनानि ॥ ९ ॥ मुंजकाशतांबल्यो रशनाः ॥ १० ॥ पार्णबैल्वाश्वत्थाद्दण्डाः ॥ ११ ॥ क्षौम शाणं वा वसनं ब्राह्मणस्य. कार्पासं क्षत्रियस्याविकं वैश्यस्य ॥ १२ ॥ एते नैवेतराणि द्रव्याणि व्याख्यातानि ॥ १३ ॥ अलाभे वा सर्वाणि सर्वेषाम् " इति ॥ १४ ॥

સક્ષેપે અર્થ:—એ રીતે ગોભિલ ગૃહ્યસૂત્રમાં કાંઈ વધારે નથી. એટલુંજ છે કે પેહેલા ત્રણ દિવસ અપવાસ કરવો. બ્રાહ્મણ દૂધ પીને રહે, ક્ષત્રી જવ તથા ગોળ પાતળો કરીને તે પીને રહે, વૈશ્ય દૂધ, દહિં તથા સાકર (ખાંડ) એ ત્રણને મેળીને તે પીને રહે. એ વિષે 'શતપથ'નું પ્રમાણ છે કે:—

पयो व्रतो ब्राह्मणः यवागु व्रतो राजन्यः । अमिक्षा व्रतो वैश्यः ॥

वसन्ते ब्राह्मण मुपनयेत् ग्रीष्मे राजन्यं शरदि वैश्यम् ॥

અર્થ:—બ્રાહ્મણે વસન્તમાં, ક્ષત્રીએ ગ્રીષ્મ ઋતુમાં અને વૈશ્યે શરદ ઋતુમાં ઉપવીત દેવું. આ તથા વેદારંભ તથા સમાવર્તન સંસ્કારના હોમ એક ઠેકાણે લખાશે. તે જાણી લેવા.

ओं प्रजापतये स्वाहा । ओं इन्द्राय स्वाहाः ओं अग्नये स्वाहा ।

ओं सोमायस्वाहा । ओं भूःस्वाहा । ओं भूवःस्वाहा । ओंस्वः स्वाहा इति ।

આ સર્વ ઈશ્વરનાં નામ છે એ મંત્રથી હોમ કરવો. હવે વેદારંભ જે અગિઆરમો સંસ્કાર તે લખીશું.

इति उपनयन संस्कार विधिः समाप्तः

---

# પ્રકરણ ૧૧મું.

## વેદારંભ સંસ્કાર.

### अथ वेदारम्भ संस्कारारम्भः

અગિઆરમો સંસ્કાર વેદારંભ. ગાયત્રી મંત્રથી લઈ વ્યાકરણ વગેરે વેદાંગ સૂધી સર્વ શાસ્ત્રો ભણવાને જે નિયમ ધારણ કરવા તેનું નામ વેદારંભ સંસ્કાર છે. એ વિષે પ્રથમ આશ્વલાયન ગૃહ્યસૂત્રનુ પ્રમાણ:—

मन्त्रेण हैके. अग्नये समिधमाहार्षं बृहते जातवेदसे तयात्वमग्ने वर्द्धस्व समिधा ब्रह्मणा वयं स्वाहेति ॥ १ ॥ स समिधमाधायाग्निमुपस्पृश्य मुखं निमार्ष्टि त्रिः तेजसा मा समनज्मीति ॥ २ ॥ तेजसा ह्येवात्मानं समनक्तीति विज्ञायते ॥ ३ ॥ मयि मेधां मयि प्रजां मय्यग्निस्तेजो दधातु. मयि मेधां मयि प्रजां मयीन्द्र इन्द्रियं दधातु. मयि मेधां मयि प्रजां मयि सूर्य्यो भ्राजो दधातु । यत्ते अग्ने तेजस्तेनाहं तेजस्वी भूयासं. यत्ते अग्ने वर्चस्तेनाहं वर्चस्वी भूयासं. यत्ते अग्ने हरस्तेनाहं हरस्वी भूयासं. इत्युपस्थाय जान्वाच्योपसंगृह्य ब्रूयात्. अधीहि भूः सावित्रीं भो अनुब्रूहीति ॥ ४ ॥ तस्य वाससा पाणिभ्यां च पाणी संगृह्य सावित्रीमन्वाह पच्छोऽर्द्धर्चशः सर्वां ॥ ५ ॥ यथा

शक्ति वाचयीत ॥ ६ ॥ हृदयदेशेऽस्योर्ध्वांगुलिं पाणिमुपदधाति. मम व्रते हृदयन्ते दधामि मम चितमनु चित्तं ते अस्तु । मम वाचमेकव्रतो जुपस्व बृहस्पतिष्ट्वा नियुनक्तु मह्यमिति ॥ ७ ॥ मेखलामाबध्य दण्डं प्रदाय ब्रह्मचर्य मादिशेत् ॥ १ ॥ ब्रह्मचार्यस्यपोऽशान कर्म कुरु दिवा मा स्वाप्सीराचार्याधीनो वेदमधीष्वेति ॥ २ ॥ द्वादश वर्षाणि वेद ब्रह्मचर्यम् ॥ ३ ॥ ग्रहणान्तं वा ॥४॥ सायं प्रातर्भिक्षेत ॥५॥ सायं प्रातः समिधमादध्यात् ॥ अप्रत्याख्यायिनमग्रे भिक्षेत. अप्रत्याख्यायिनीं वा ॥ ७ ॥ भवान् भिक्षां ददात्विति. अनुप्रवचनीयमिति वा ॥ ८ ॥ तदाचार्याय वेदयीत. तिष्ठेदहः शेषम् ॥ ९ ॥ अस्तमिते ब्रह्मौदनमनुप्रवचनीयं श्रपयित्वाऽऽचार्याय वेदयति ॥ १० ॥ आचार्यः समन्वारब्धे जुहुयात्. सदसस्पतिमद्भुतमिति ॥ ११ ॥ सावित्र्या द्वितीयम् ॥ १२ ॥ यद्यत् किञ्चात ऊर्ध्वमनूक्तं स्यात् ॥ १३ ॥ ऋषिभ्यस्तृतीयम् ॥ १४ ॥ सौविष्टकृतं चतुर्थम् ॥ १५ ॥

અર્થ:—કોઈ ઋષિ વેદારંભની આહુતિ મંત્રવિના કરે છે. ને કોઈ કોઈ 'અગ્નયે-સમિધ' એ મન્ત્રે સમિદ્દીધાન કરે છે. મંત્રનો અર્થ જ્ઞાનસ્વરૂપ, સર્વથી મોટો, જેવડે જગત ઉત્પન્ન થયું છે અથવા જે સર્વ જગતને વ્યાપ્ત થઇ રહ્યો છે. તે પરમાત્માને વાસ્તે હું સમિધનો હોમ કરૂં છું. તેથી હે પરમાત્મા, જેમ સમિધથી આ અગ્નિ પ્રદિપ્ત થયો છે, તેમ વિદ્યાથી આ અમારા આત્માને જ્ઞાનથી વધાર. તે વિદ્યાથી અમે જ્ઞાનવાન થઇએ. ૧. એ પ્રમાણે અગ્નિમાં પ્રથમ સમિદાધાન કરીને જળનો તથા મુખનો સ્પર્શ કરવો. હે પરમાત્મા વિદ્યા તેજથી અમને પ્રકાશિત કરો. ૨. એ પ્રકારે ઇશ્વિરની પ્રાર્થનાથી આત્માને વિદ્યા તેજથી પ્રકાશિત કરવો. ૩. અગ્નિ જે જ્ઞાનરૂપ ઇશ્વિર તે મારામાં જલદી વિદ્યાગ્રહણ કરવાવાળી બુદ્ધિ આપે, તથા પ્રજા તથા વિદ્યારૂપ તેજ મારામાં આપે, તેમજ ઇન્દ્ર જે પરમૈશ્વર્યયુક્ત પરમાત્મા તે મારામાં પહેલાં કહ્યા પ્રમાણે મેધાદિ તથા ઇન્દ્રિય (સર્વોત્તમ) ગુણ મારામાં આવો. તેમજ સચરાચર આત્મા જે સૂર્ય તે ભ્રાજ (પ્રકાશ) મારામાં સ્થિર કરે. હે અગ્નિ, પરમાત્મા આપનું જે તેજ તે વડે હું તેજસ્વી થાઉં. તથા આપનું જે 'વર્ધ'=વિદ્યા તે વડે હું વિદ્વાન થાઉં. હે અગ્નિ ઇશ્વર, આપ જે સર્વરસ આકર્ષો છો, તેજ પ્રમાણે હું પણ વિદ્યારૂપી સર્વરસ ખેંચી લઇ આનંદી થાઉં. એ પ્રમાણે પરમાત્માનું ઉપસ્થાન કરીને જમીનમાં જાંગ રાખી આચાર્યના પગ ધરીને કહેવું કે ઓ આચાર્ય આપ 'ભૂ:' સાવિત્રી—અર્થાત્

ओं भूर्भुवः स्वः । तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियोयोनः प्रचोदयात् ॥

અર્થ:—ઓંકાર ૧. ત્રણ વ્યાહૃતિ ૨ તથા સાવિત્રી ૩ એ જે ત્રણ તેનો ઉચ્ચાર કરવો.

તે પછી એક વસ્ત્ર વડે તેનું તથા પોતાનું માથું ખાંધ સૂધી ઢાંકી હાથે શિષ્યનો હાથ ઝાલી એ મંત્રનો ઉપદેશ ત્રણે વર્ણના પિતાએ અથવા આચાર્યે ત્રણ ત્રણવાર કરવો.

ओं भूर्भुवः स्वः । तत्स वितुर्वरेण्यं ॥ १ ॥ બીજીવાર ओं भूर्भुवः स्वः तत्स वितुर्वरेण्यं भर्गोदेवस्य धीमहि ॥ २ ॥ ફરી ત્રીજીવાર ओं भूर्भुवः स्वः । तत्स वितुर्वरेण्यं भर्गोदेवस्य धीमहि । धियो योनः प्रचोदयात् ॥

એ પ્રમાણે ઉપદેશ કરી તેનો અર્થ પણ સંભળાવવો. અર્થ :—'ઓ' જે સર્વશક્તિમાન, નિરાકાર, અજન્મા, સર્વવ્યાપક, સર્વનો કર્ત્તા, ન્યાયી, કૃપાળુ, સર્વસુખદ, અનાદિ, અનંત, નિર્વિકારી, ત્રણે લોકોને આનંદ દેવાવાળો, સર્વ જગતને પેદા કરવાવાળો દેવ, પ્રકાશક ઇત્યાદિક વિશેષણયુક્ત ઇશ્વરનું નામ, તેનું 'વૈરણ્ય' (અતિ શ્રેષ્ટ) 'ભર્ગ'=તેજ એટલે શુદ્ધ વિજ્ઞાન સ્વરૂપ, તે અમે ધારણ કરીએ, કેમકે જે અમારો ઇષ્ટદેવ તે અમારી બુદ્ધિમાં પ્રેરણા કરે.* બીજો દેવ નહિ. ૫ જેટલું બાળકનું સામર્થ્ય તેટલું તેને સંભળાવવું. ૬ તે પછી તે બાળકના હૃદયપર ઉંચી આંગળી ધરી તેનો હાથ ધરવો. 'મમવ્રતેઈતિ' મંત્રવડે કહેવુ કે એ શિષ્ય, બ્રહ્મચારી મારા વ્રતશીળ સ્વભાવને અનુકુળ તારૂં હૃદય હું ધરૂં છું. મારા ચિત્તને અનુકુળ તારૂં ચિત્ત થાઓ. મારી વાણીને એકાગ્ર ચિત્તથી સેવન કર. તથા તેપર પ્રીતિ કર. હું પણ તારીપર પ્રીતિ કરીશ. 'બ્રહસ્પતિ'=સર્વથી મોટો જે પરમાત્મા તે તને મને સોંપી કહે કે, તારામાં મારી વિદ્યાનું રોપણ હું કરૂં ૭. મેખલા બાંધીને દંડ આપવો, ને બ્રહ્મચર્ય ક્રમનો ઉપદેશ કરવો. ૧. એ બ્રહ્મચારી તું બ્રહ્મચારી છે. આ જળનું આચમન કર, દુષ્ટ કર્મ છોડી દઈ ઉત્તમ કર્મ કર. દહાડે 'સોવૈમત'=આચાર્યને શરણ થઇ વેદ ભણ. ૨. એક એક વેદ સાંગોપાંગ ભણવાને બાર બાર વરસ બ્રહ્મચર્ય કર. એટલે છત્રીશ વરસ સધી બ્રહ્મચર્ય રાખી ભણ. ૩. અથવા જ્યાંસૂધી વિદ્યાસંપાદન પૂરી થાય ત્યાંસધી બ્રહ્મચર્ય રાખ. ૪. સંધ્યાકાળે તથા પ્રાતઃકાળે ભિક્ષા માગવી. ૫. સાંજે અને સહવારે સમીદાધાન અગ્નિહોત્ર કર્મ કરવું. ૬. પેહેલે દહાડે એવાની પાસે ભિક્ષા માગવી કે જે દહાડે ભિક્ષા આપવાને ના નહિ કહે. એટલે મા અગર એવી સ્ત્રી પાસે માગવી કે તે પ્રેમ કરીને આપે. ૭. ભિક્ષા માગતાં 'ભવાન્ ભિક્ષાં દદાતુ' એવું વચન બ્રાહ્મણે બોલવું. ક્ષત્રીએ 'ભિક્ષાં ભવાન્ દદાતુ' એવું વાક્ય બોલવું. ને 'ભિક્ષાં દદાતુ ભવાન્' એવું વાક્ય વૈશ્યે બોલી ભિક્ષા માગવી. તેમજ શુદ્રે પણ માગવી. તે ભિક્ષા લાવી આચાર્યને આપવી. આચાર્યના ભોજનથી વધારે ન હોય તો આખો દિવસ અપવાસ કરવો, પછી સાંજે ભિક્ષા લાવીને ખાવું. સાંજે આચાર્ય અને શિષ્યે વહેંચી ખાવું. ૮ પછી સાંજ પડયા પછી 'બ્રહ્મોદન' બ્રાહ્મણને

---

* બીજા બહુ ગુહ્યાર્થ છે. તે અત્રે લખવાની જરૂર નથી. ૩૩ કરોડ દેવ તે પંચાયતન દેવમાં સમાશ થાય છે. પંચાયતન દેવ તે માતા, પિતા, આચાર્યો, અતિથિ તથા પરમાત્મા ઇશ્વર તે સઘળાનો એક પરમાત્મામાં સમાશ કરી એક દેવ અર્થ કર્યો. એનું પ્રમાણ તૈતિરીય ઉપનિષદમાં.

ભોજન માટે ચોખા રાંધી આચાર્યને નિવેદન કરવું. તે રાંધેલા ચોખાનો

सदसस्पति मद्भुतं प्रियमिन्द्रस्य काम्यम् । सनिं मेधामयासिष ठं. स्वाहा ॥

એ મંત્રવડે હોમ કરવો. એટલે 'સદસસ્પતિ' ન્યાયકારી, સભિયોના સ્વામી, અદ્ભુતાપાર સામર્થ્યવાળો ઇન્દ્ર જે જીવ, તેને અત્યંત પ્રીય, સર્વ વિદ્વાનોનાં 'કામનીયસ સનિં' (સર્વ) ભજનને યોગ્ય જ્ઞાન સ્વરૂપ પરમાત્માને હું પ્રાપ્ત થયો છું. કે તેથી શ્રેષ્ઠ બુદ્ધિ પ્રાપ્ત થાય. ૧૧. એ મંત્રે એક આહુતિ દે. બીજી 'તત્સવિતુરિતિ૦' એ ગાયત્રી મંત્રથી દે ૧૨. જ્યાં જ્યાં હોમ કહ્યો ન હોય ત્યાં ત્યાં ગાયત્રી મંત્રવડે પણ કામ લેવાય. ૧૩. ત્રીજી આહુતિ 'ઋષિભ્યઃ સ્વાહા' એ મંત્રવડે ૧૪. ચોથી 'સ્વિષ્ટકૃતવિધાન' મૌન ધારણ કરી 'અગ્નયે સ્વાહા' એ મંત્રથી. ૧૫.

## तथा पारस्कर गृह्यसूत्रस्य प्रमाणम्

प्रदक्षिणमग्निं परीत्योपविशत्यन्वारब्ध आज्याहुतीर्हुत्वा प्राशनान्ते थैन ऽ स ऽ शास्ति । ब्रह्मचार्यस्यपोऽशान कर्म कुरु मा दिवा सुषुप्थावाचं समिध-माधेह्यपोऽशानेत्यथास्मै सावित्रीमन्वाहोत्तरतोग्नेः प्रत्यङ्मुखायोपविष्टायोप-शान्नाय समीक्षमाणाय समीक्षिताय दक्षिणतस्तिष्ठत आसीनाय वैके । प-च्छोर्द्धर्चशः सर्वां च तृतीये न सहानु वर्त्तयं संवत्सरे पाण्मास्ये चतुर्वि ठं. शत्यहे द्वादशाहे षडहे त्र्यहे वा सद्यस्त्वेव गायत्रीं ब्राह्मणायानुब्रूयादाग्ने-योवै ब्राह्मणइतिश्रुते. त्रिष्टुभ ठं राजन्यस्य जगतीं वैश्यस्य सर्वेषां वा गा-यत्री मंथ समिदाधानं ॥ ४ ॥ पाणिनाग्नि परिसमूहत्यग्ने सुश्रुवः सुश्रव सं मा कुरु । यथात्वमग्ने सुश्रवः सुश्रवा । अस्येवं मा ऽ सुश्रुवः सौश्रव सं कुरु यथा त्वमग्ने देवानां यज्ञस्य निधिपाअस्येवमहं मनुष्याणां देवस्य निधिपो भूयासमिति प्रदक्षिणमग्निं पर्युक्ष्योत्तिष्ठन्समिधमादधात्यग्ने समिध-माहार्षं बृहते जातवेदसे । यथा त्वमग्ने समिधा समिध्यस एव महमायुषा मेधया वर्च्चसा प्रजयापशुभिर्ब्रह्म वर्चसेन समिंधे जीवपुत्रो ममाचार्यो मेधा व्यहमासान्यनिराकरिष्णुर्यशस्वी तेजस्वी ब्रह्मवर्चस्यन्नादो भूयास ऽ स्वाहे त्येवं द्वितीयां. तथा तृतीया मेषात इति वा समुच्चयो वा पूर्ववत्परि समूहन-पर्यु क्षणे पाणी प्रतप्य मुखं विमृष्टे तनूपा अग्नेसि तन्वं मे पाह्यायुर्दा अ-ग्नेस्यायुर्मे देहि वर्च्चोदा अग्नेसि वर्च्चो मे देहि । अग्ने यन्मेतन्वाऊनं तन्म आपृण । मेधां मे देवः सविता आदधातु मेधां देवी सरस्वती आदधातु मेधा वश्विनौदेवा वा धत्तां पुष्करस्रजा वित्यंगान्यालभ्य जपत्यंगानि चम

તેજસ્વી, વિદ્વાન, અન્નાદિ ભોગ કરનારો હું થાઉં. માટે બીજાં લાકડાંને હોમવાં (સમિધ લાકડાનું નામ છે.) 'તનૂપાઅગ્નેસિ' એ મંત્રવડે ત્રીજાં લાકડાં હોમવાં. ઓ અગ્નિ, આપ 'તનુપા' શરીર તથા આત્માનું રક્ષણ કરો. આપ વિદ્યા તથા તેજના આપનારા છો. માટે મને તેજ તથા વિદ્યા આપો. ઓ અગ્નિ પરમાત્મા મારામાં જે જે ન્યુન હોય તે તે મારામાં પૂર્ણ કરો. ૧ ('મેધામે.') એનો અર્થ આવી ગયો છે. ઓ પરમેશ્વર મારૂં અંગ આપની કૃપાથી પૂર્ણ થાઓ. તેમજ વાણી, ચક્ષુ, પ્રાણ, શ્રોત્ર, કીર્તિ, વિદ્યા, બળ એ સઘળાં મારામા પૂર્ણપણે આવે. ૫ બીજા સઘળાના અર્થ આશ્વલાયન પ્રમાણેજ છે. વિદ્યાર્થીએ અગ્નિહોત્ર આચાર્યની સેવા તથા ભિક્ષા નિત્ય કરવા, તથા મદ્યમાંસ, ઉર્ધ્વાસન (ઉંચે બેસણે આસન), સ્ત્રીગમન, અસત્યભાષણ, વિના આપવે લેવું, ઈત્યાદિ દુષ્ટ કર્મ તજવાં. ૪૦ વરસ સુધી વેદાદિ શીખવાં, બ્રહ્મચર્યવ્રતે રહેવું, અગર છત્રીશ વરસ સુધી અથવા જ્યાંસુધી સાંગોપાંગ વેદાદિ વિદ્યા સંપાદન થાય ત્યાંસુધી રહેવું. જ્યારે ગુરૂ બોલાવે ત્યારે હાજર રહી ગુરૂની આજ્ઞા સાંભળવી, ઉભા હોય તો ઉભા રહીને સાંભળવી, સામે આવતા હોય તો સામે જઈને આજ્ઞા સાંભળવી. જે તેમ કરે તે આ જન્મે તથા પરજન્મે બહુ સુખવાસ કરે છે. જે વિદ્યાના અધ્યયનમાં સ્નાન કરે છે–કેમકે અધ્યયન તીર્થનું સ્નાન છે. તે કીર્તિમાન થાય છે. તે ત્રણ સ્નાતક થાય છે. એક વિદ્યાસ્નાતક (જે વિદ્યાથી શુદ્ધ થાય છે તે.) બીજો વ્રતસ્નાતક જે (બ્રહ્મચારીપણે રહી જીતેંદ્રિય રહે છે તે.) ત્રીજો વિદ્યાવ્રતસ્નાતક. જે વિદ્યા અધ્યયન કરે તથા બ્રહ્મચર્ય પાળે, જે વિદ્યા સંપૂર્ણ ભણે તે સર્વોત્તમ વિદ્યાસ્નાતક કહેવાય છે. જે (૪૮) (૪૪) (૪૦) (૩૬) (૩૦) અથવા (૨૫) વર્ષ સૂધી વ્રત પૂરૂં ન કરે (બ્રહ્મચારી ન રહે) તે વિદ્યાસ્નાતક કહેવાય છે. બ્રહ્મચર્યાશ્રમ પૂરો કરે પણ વિદ્યા પૂરી ન કરે તે મનુષ્ય નહિ પણ પશુ જાણવો.

### अथ गोभिल गृह्यसूत्रे.

आचार्याधीनो भवान्यत्रा धर्म्मचरणात् ॥ १५ ॥ क्रोधानृतेवर्ज्जय ॥ १६ ॥ मैथुनम् ॥ १७ ॥ उपरि शय्याम् ॥ १८ ॥ कौशीलवगन्धांजनानि ॥ १९ ॥ स्नानम् ॥ २० ॥ अवलेखन दन्तप्रक्षालन पादप्रक्षालनानि ॥ २१ ॥ क्षुरकृत्यम् ॥ २२ ॥ मधुमा ँ से ॥ २३ ॥ गोयुक्तारोहणम् ॥ २४ ॥ अन्तर्ग्राम उपानहोर्धारणम् ॥ २५ ॥ स्वयमिन्द्रियमोचनमिति ॥ २६ ॥ मेखलाधारण भैक्षचर्य्य दण्डधारण समिदाधानोदकोपस्पर्शन प्रातरभिवादा इत्येते नित्यधर्माः ॥ २७ ॥ प्र० ३. कं० ७. अथापि रोरुकिब्राह्मणं भवति ॥ ७ ॥ कुमारान् ह स्म वै मातरः पाययमाना आहुः ॥ ८ ॥ शक्करीणां पुत्रकावतं पारयिष्णवो भवतेति ॥ ९ ॥ प्र० ३. कं. २.

ગોભિલીય ગૃહ્યસૂત્રમાં આટલું વિશેષ છે કે ઓ શિષ્ય, તું આચાર્યને શરણ થા. પણ આચાર્ય જે અધર્માચરણ કરે તે તું કરીશ નહિ. ૨૫. ક્રોધ, મિથ્યાભાષણ, ગુરૂ કરતાં ઉંચે

આસને તથા પથારીમાં સુવું, તથા કોદાળીએ ભોંય ખોદવી, દાંત તથા હાથ પગ બહુ ધોવા. સુગંધ લેવો, આંખમાં આંજન, ઘણું સ્નાન, હાથે પૃથ્વી ખોદવી, હજામત ટાપટી-પટી બનાવવી, મદ્ય માંસનું વ્યસન, ગાડી ઘોડે બેસવું, ગામમાં જોડા પેહેરવા, સ્વહસ્તે (હસ્ત ક્રિયાથી) વીર્ય કાઢવું, ઇત્યાદિ દુષ્ટ કામોથી આ શિષ્ય તું દુર રહેજે. તથા મેખલા દંડ ધરવો, ભિક્ષાચરણ, સમિદાધાન, સ્નાન, માતા પિતા, આચાર્ય તથા અતિથિ અને ઇષ્ટ દેવને નિત્ય નમસ્કાર કરવા, ઇત્યાદિ નિત્ય ધર્મ છે. જે વખતથી બાળક દૂધ પીએ છે, તે વખતથી બાળકને મા ઉપદેશ કરે છે કે હે બાળકમાં પણ અલ્પ બાળક, તું વિદ્યા ભણવા, તથા વીર્ય રક્ષણ કરવા તથા બ્રહ્મચર્ય પાળવા તત્પર રહેજે. એને 'શક્કરીકા વ્રત' કહે છે, તે વડે શરીર તથા બુદ્ધિની શક્તિ વધે છે. અને જો એ બે વાત નહિ કરશો તો સદાકાળ નષ્ટ થઇ દુઃખ સાગરમાં ડુબ્યા રહેશો.

શૌનક ગૃહ્યસૂત્રમાં વિશેષ નથી. ઋગ્વેદ તથા યજુર્વેદના મંત્રોનો સાર.

ઓ અગ્નિવ્રત પતિ, પરમાત્મા બ્રહ્મચર્ય વ્રત પળાવવા, તથા તે પૂરું કરાવવા, તમેજ સ-મર્થ છો. તેથી હું તમારી પ્રાર્થના કરું છું જે, હું બ્રહ્મચર્ય આચરણ કરીશ. તે પૂરું કરી શકું એવી કૃપા કરશો. તથા એ નિયમ સારી રીતે સિદ્ધ કરાવો. કેમકે જૂઠથી છૂટી વેદ પ્રત્યક્ષાદિ પ્રમાણોથી જે આ સત્ય મને પ્રાપ્ત થયું છે તે સત્ય સારી રીતે આપ સિદ્ધ કરો.

હવે ચારે વેદના મંત્રો લખાય છે પણ ઋગ્વેદ તથા યજુર્વેદના મંત્રો તો તેના ગૃહ્યસૂ-ત્રોમાં આવી ગયા છે. તેમાં

## सामवेदस्य ब्राह्मणे मन्त्राः प्र० पा० १. खं. ३.

अग्ने व्रतपते व्रतं चरिष्यामि तत्तेप्रब्रवीमि तच्छकेयं तेनर्ध्यासमिदमह मनृतात् सत्यमुपैमि स्वाहा ॥ ९ ॥ वायो व्रतपते व्रतं चरिष्यामि तत्तेप्रब्रवीमि तच्छकेयं तेनर्ध्यासमिदमह मनृतात् सत्यमुपैमि स्वाहा ॥ १० ॥ सूर्यव्रत पतेव्रतं चरिष्यामि तत्तेप्रब्रवीमि. इत्यादि पूर्ववत् ॥ ११ ॥ चन्द्रव्रतपते इ-त्यादि पूर्ववत् ॥ १२ ॥ व्रतानां व्रतपते व्रतं-इत्यादि पूर्ववत् ॥ १३ ॥ आगन्त्रास मगन्महि प्रसुमर्त्यं युयोत न ॥ अरिष्टाः संचरेमहि स्वस्ति चर-तादयम् ॥ १४ ॥ अग्निष्टे हस्तमग्रहीदर्यमा हस्तमग्रही न्मित्रस्त्वमसि क-र्मणाग्निराचार्यस्तव ॥ १५ ॥ ब्रह्मचर्यमागामुपमानयस्व ॥ १६ ॥ कोनामा-स्यसौनामास्मि ॥ १७ ॥ देवस्यते सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ता-भ्यां ॐ. हस्तंगृह्णाम्यसौ ॥ १८ ॥

એનો અર્થ સહેલો છે. સારાંશ એજ કે અગ્નિ, વાયુ, સૂરજ, ચંદ્ર બીજા વ્રતપતિઓ એ સર્વે પરમેશ્વરના નામ છે. અર્થ સહેલા છે. અને પહેલાંના ગૃહ્યસૂત્રોમાં આવી પણ ગયા છે.

अथाथर्ववेदमन्त्रा ॥ अ० अ० ३ प्र० १४ कां. ११ ॥

ब्रह्मचारिष्णं श्चरति रोदसी उभे तस्मिन्देवाः संमनसो भवन्ति ॥ सदाधार पृथिवीं दिवं च स आचार्यं १ तपसा पिपर्ति ॥ १ ॥ ब्रह्मचारिणं पितरो देवजनाः पृथग्देवा अनुसंयन्ति सर्वे ॥ गन्धर्वा एनमन्वायं त्रयस्त्रिं शत्त्रिशताः षट्सहस्राः ॥ सर्वान्त्सः देवां स्तपसा पिपर्ति ॥ २ ॥ आचार्य उपनयमानो ब्रह्मचारिणं कृणुते गर्भमन्तः तं रात्रीस्तिस्रः उदरे बिभर्त्ति तं जातं द्रष्टुमभिसंयन्ति देवाः ॥ ३ ॥ इयं समित्पृथिवी द्यौर्द्वितीयोतान्तरिक्षं समिधा पृणाति ॥ ब्रह्मचारी समिधा मेखलया श्रमेण लोकांस्तपसा पिपर्त्ति ॥ ४ ॥ पूर्वो जातो ब्रह्मणो ब्रह्मचारी घर्मं वसानस्तपसोदतिष्ठत् ॥ तस्माज्जातं ब्राह्मणं ब्रह्म ज्येष्ठं देवाश्च सर्वे अमृतेन साकम् ॥ ५ ॥ ब्रह्मचार्येति समिधा समिद्धः कार्ष्णं वसानो दीक्षितो दीर्घश्मश्रुः स सद्य एति पूर्वस्मादुत्तरं समुद्रंलोकान् त्संगृभ्य मुहुराचरिक्रत् ॥ ६ ॥ ब्रह्मचारी जनयन्ब्रह्मापो लोकं प्रजापतिं परमेष्ठिनं विराजम् ॥ गर्भो भूत्वामृतस्य योनाविन्द्रो ह भूत्वासुरांस्ततर्ह ॥ ७ ॥ आचार्यस्ततक्ष नभसी उभे इमे उर्वी गम्भीरे पृथिवी दिवं च ॥ ते रक्षति तपसा ब्रह्मचारि तस्मिन्देवाः सं मनसो भवन्ति ॥ ८ ॥ इमां भूमिं पृथिवीं ब्रह्मचारी भिक्षामा जभार प्रथमो दिवं च ॥ ते कृत्वा समिधा वुपास्ते तयोरार्पिता भुवनानि विश्वा ॥ ९ ॥ अर्वागन्यः परो अन्यो दिवस्पृष्टान्दुहानिधी निहितौ ब्राह्मणस्य ॥ तौ रक्षति तपसा ब्रह्मचारी तत्केवलं कृणुते ब्रह्म विद्वान् ॥ १० ॥ अर्वागन्यइतो अन्यः पृथिव्या अग्नि समेतो नभसी अन्तरे मे । तयोः श्रयन्ते रश्मयोऽधि दृढास्ताना तिष्ठति तपसा ब्रह्मचारी ॥ ११ ॥ अभिक्रन्दंस्तेनयन्नरुणः शितिङ्गो बृहच्छेपोऽनु भूमौ जभार । ब्रह्मचारी सिञ्चति सानौ रेतः पृथिव्यां तेन जीवन्ति प्रदिशश्चतस्रः ॥ १२ ॥ अग्नौ सूर्ये चन्द्रमसि मातरिश्वन्ब्रह्मचार्य १ प्सु समिधमा दधाति । तासां मर्चीषि पृथगभ्रे चरन्ति तासामाज्यं

पुरुषो वर्षमार्षः ॥ १३ ॥ आचार्यो मृत्युर्वरुणः सोम ओषधयः पयः ।
जीमूता आसन्त्सत्वानस्तैरिदं स्व१राभृतम् ॥ १४ ॥ अमा घृतं कृणुते
केवलमाचार्यो भूत्वा वरुणः । यद्यदैच्छत्प्रजापतौ तद्ब्रह्मचारी प्रायच्छ
त्स्वान्मित्रो अध्यात्मनः ॥ १५ ॥ आचार्यो ब्रह्मचारी ब्रह्मचारी प्रजापतिः
प्रजापतिर्वि राजति विराडिन्द्रोऽभवद्वशी ॥ १६ ॥ ब्रह्मचर्येण तपसा राजा
राष्ट्रं वि रक्षति आचार्यो ब्रह्मचर्येण ब्रह्मचारिणमिच्छते ॥ १७ ॥ ब्रह्म-
चर्येण कन्या३ युवानं विन्दते पतिम् अनड्वान्ब्रह्मचर्येणाश्वो घासं जिगीष-
ति ॥ १८ ॥ ब्रह्मचर्येण तपसा देवा मृत्युमपाघ्नत इन्द्रो ह ब्रह्मचर्येण देवे-
भ्यः स्व१राभरत् ॥ १९ ॥ ओषधयो भूतभव्यमहोरात्रे वनस्पतिः
संवत्सरः सहर्तुभिस्ते जाता ब्रह्मचारिणः ॥ २० ॥ पार्थिवा दिव्याः पशव
आरण्या ग्राम्याश्च ये । अपक्षाः पक्षिणश्च ये ते जाता ब्रह्मचारिणः ॥
२१ ॥ पृथक्सर्वे प्राजापत्याः प्राणानात्मसु बिभ्रति । तान्त्सर्वान्ब्रह्म रक्षति
ब्रह्मचारिण्याभृतम् ॥ २२ ॥ देवानामेतत्परिषूतमनभ्यारूढं चरति रोचमा-
नम् । तस्माज्जातं ब्राह्मणं ब्रह्म ज्येष्ठं देवाश्च सर्वे अमृतेन साकम् ॥ २३ ॥
ब्रह्मचारी ब्रह्म भ्राजद्बिभर्ति तस्मिन्देवा अधि विश्वे समोताः । प्राणापानौ
जनयन्नाद्व्यानं वाचं मनो हृदयं ब्रह्म मेधाम् ॥ २४ ॥ चक्षुः श्रोत्रं यशो
अस्मासु धेह्यन्नं रेतो लोहितमुदरम् ॥ २५ ॥ तानि कल्पन्ब्रह्मचारी सलिलस्य
पृष्ठे तपोऽतिष्ठत्तप्यमानः समुद्रे । स स्नातो बभ्रुः पिंगलः पृथिव्यां बहु
रोचते ॥ २६ ॥

એનો સંક્ષેપે અર્થઃ—બ્રહ્મચારી બ્રહ્મચર્યવ્રતથી જ્યારે વેદ ભણે ત્યારે તે પૃથ્વી તથા આકાશ એઓની વચમાં જે જે તેને જાણવા જેવું હોય તે તે ત્યાં ફર્યા વગર જાણી શકે છે. બીજો કોઈ જાણતો નથી. તથા પરમેશ્વરને પણ આકાશાદિમાં બરોબર વ્યાપક જાણે છે. બીજો કોઈ જાણતો નથી. તે બ્રહ્મચારીપર દેવ=વિદ્વાન સર્વે પ્રીતિ કરે છે. પૃથ્વી, આકાશ, બ્રહ્મચારી તથા આચારી એઓના તપ એટલે જ્ઞાનનું પરમાત્મા ધારણ કરે છે. તથા તે-ઓનું પાલણ પૂરૂં કરે છે. ૧. જ્યારે માણસ બ્રહ્મચર્યાશ્રમ ચલાવે છે ત્યારે માણ ઇન્દ્રિ વિદ્વાન થતાં જ્ઞાની સર્વ તેને અનુકૂળ રહે છે. તથા ગાયનવિદ્યાવાળા ગંધર્વ પૃથ્વ્યાદિ ૩૩

છોતનાત્મક હોવાથી દેવ ૩૦૦ તથા ૬૦૦૦ એટલે શરીરમાંની સર્વ નાડીઓ તથા ધાતુઓ યુક્ત વેહેવારથી પાલણ કરે છે. ૨. આચારી જ્યારે શિષ્યને બ્રહ્મચારી જાણી પોતાના અંતરાત્મા પ્રમાણે જાણે છે ત્યારે ત્રણ રાત્ર પોતાના પેટમાં એટલે પૂર્વોક્તિ વ્રતમાં સ્થિર કરે છે. જ્યારે વિદ્યા સંપાદન કરી બીજો જન્મ પામે (જ્ઞાન પામે) ત્યારે દેવતાઓ એટલે વિદ્વાન લોકો તેને પ્રશ્ન પૂછવાને આવે છે. વિદ્યા ભણવાથી તે મહા પૂજ્ય થાય છે. ૩. જેમ પૃથ્વી, પ્રકાશ, તથા અંતરિક્ષ ( આકાશ ) એ ત્રણે સમિધ જેવાં છે અને સમિધે થકી વૃષ્ટિદ્વારાએ ત્રણે તૃપ્ત થાય છે તેમજ તે મેખલાદિ ચિન્હભેર બ્રહ્મચર્યાશ્રમ ધારણ કરીને ધર્માનુષ્ટાન તપથી તથા વિદ્યા અતિ શ્રમથી ભણવાથી સર્વ લોકોના મનને આનંદ આનંદ કરી તૃપ્તિ કરે છે. ૪. જે બ્રહ્મનો ભક્ત પૂરો વિદ્યાભ્યાસ કરી તથા તપ કરી પ્રાદુર્ભાવ પામે છે, તે અત્યંત પુરૂષાર્થથી વિદ્યા પ્રાપ્ત કરે છે. તેમાં જે શતપથાદિ બ્રાહ્મણ ગ્રંથ તેઓમાં વેદને શ્રેષ્ઠ જ્યેષ્ટ કર્યો છે તેના ભણનારા જે બ્રહ્મચારી તેને ઉત્તમ જાણવા. અમૃત એટલે મોક્ષના જ્ઞાનને આપવાવાળો એવું સમજીને સર્વ લોક એટલે વિદ્વાન લોકો તેનો મેળાપ કરવા ચાહે છે તેથી તે તપસ્વી કહેવાય છે. ૫. જે બ્રહ્મચારી વિદ્યારૂપી સમિધાથી પ્રકાશીત, મૃગચર્મ ધારણ કરનારો, વિદ્યા દીક્ષાથીયુક્ત, ૪૮ વર્ષ સુધી જટા દાઢી રાખી રહેલો, બ્રહ્મચર્યાશ્રમ પૂરો કરી ઘેર આવે છે તે જાણે પૂર્વ સમુદ્ર તરીને ઉત્તર સમુદ્રમાં આવ્યો એમ સમજવું. એટલે સર્વ લોકોનાં જ્ઞાન સંપાદન કરી વારંવાર આનંદમાં રહે છે. ૬. સાતમા મંત્રથી સોળમા મંત્ર સુધી સહેલા છે. અને તેવાજ અર્થના ઋગ્વેદમાં મંત્રો છે. તેથી અત્રે કર્યા નથી. બ્રહ્મચર્ય રૂપથકી રાજા રાજ્ય કરી શકે છે તથા રાજ્યનું રક્ષણ કરી શકે છે. બીજી રીતે રહેથી રાજ્યભ્રષ્ટ થાય છે. અત્યંત વિષયાસક્તિ, ક્ષુદ્ર બુદ્ધિ, રોગ, દુષ્ટ સંગ, તથા દુષ્ટાચારથી નષ્ટ થઈ જાય છે. તથા પ્રજાને પણ દુઃખી કરે છે. એ પરથી પરમાત્માના વેદમાં આજ્ઞા છે જે બ્રહ્મચર્યાશ્રમ વિના તથા વિદ્યા વિના, કોઇને રાજા કરવો નહિ, તથા તે વગર કોઇને આચાર્ય પદવી દઈ પાઠશાળાના ગુરૂપદે નહિ સ્થાપવો. દશ વરસ તથા જ્યાંસુધી બ્રહ્મચર્યાશ્રમ પાળી, વેદ વિદ્યાદિ ભણી પૂરી યુવાવસ્થા થાય એટલે ૨૦ અગર ૨૪ વરસની જ્યારે કન્યા હોય ત્યારે તેણે ૪૦ અગર ૪૮ વરસનો બ્રહ્મચર્ય પામેલો, તથા પૂર્ણ યુવાવસ્થાવાળો પરિક્ષા કરીને પતિ કરવો અર્થાત કોઈ કન્યા ૧૬ વરસની અંદર વિવાહ ન કરે. એમાં દ્દષ્ટાંત કે બળદ તથા ઘોડા પશુ છતાં બ્રહ્મચર્ય રાખી જ્યારે યુવાવસ્થા થાય ત્યારે મૈથુનાસક્ત થાય છે. તે પેહેલાં નહિ. પશુ પણ બ્રહ્મચર્યાશ્રમ રાખે છે. સૂર્ય, ઔષધિ, રાત્રદિવસ, ઋતુ, વનસ્પતિ, સંવત્સર વગેરે બ્રહ્મચર્યાશ્રમ પાળે છે તો મનુષ્યે શામાટે નહિ પાળવો. જે બ્રહ્મચર્યાશ્રમ પાળે છે તેને વિદ્યાપ્રકાશ વિદ્યાનો સમાગમ, બળ, પરાક્રમ, સુચેષ્ટા, સુન્દરવાણી, શુદ્ધમન, આનંદમય હૃદય, બ્રહ્મ (પરમાત્મા), મેધા (બુદ્ધિ) ચક્ષુ, શ્રોત્ર, યશ, કીર્તિ, અન્ન, રેતવીર્ય, લોહી તથા ઉદર એ સર્વ મળે છે. હે પરમેશ્વર પદાર્થગુણ વિદ્યા મારામાં અત્યંત સ્થિર કર. જે કહ્યા પ્રમાણે બરોબર બ્રહ્મચર્યાશ્રમ કરી વિદ્યા ભણે છે તે ('સલિલસ્ય પૃષ્ઠે') પ્રાણ તથા આકાશની, પરબ્રહ્મને પ્રાપ્ત થઈ અત્યંત તપસ્વી ધર્માનુષ્ટાની, વિદ્યારૂપ સમુદ્રમાં સ્નાન કરી,

णायो दंद्युच्छिष्टं प्रयच्छेत्. अन्नमेऽप्सु ॥ १९ ॥ विराजो दोहोऽसीति प्रथमं प्राश्नीयात्. विराजो दोहमशीयेति द्वितीयं. मयिदोहः पद्यायै विराज इति तृतीयं ॥ १६ ॥ सर्वं वा ॥ २० ॥ अथाचमनीयेनान्वाचामति. अमृतापिधानमसीति ॥ २१ ॥ सत्यं यशः श्रीर्मयि श्रीः श्रयतामिति द्वितीयं ॥ २२ ॥ आचान्तोदकाय गां वेदयन्ते ॥ २३ ॥ हतो मे पाप्मा पाप्मा मे हत इति जपित्वोङ्कुरुतेति कारयिष्यन् ॥ २४ ॥

'અં. ૧ કં. ૨૨-૨૩-૨૪ એનો સંક્ષેપે અર્થઃ—ગુરૂઆદિ જે વિદ્વાન બ્રાહ્મણો પરીક્ષા કરી કહે કે તારી વિદ્યા તથા બ્રહ્મચર્યાશ્રમ પૂરો થઈ ગયો છે, ત્યારે તેણે ઘેર આવવાની ઈચ્છા કરવી. ૧. જે સોમનું દાન કરે (સોમવલ્લિનો રસ પીવા આપે) તેને કહેવું કે યજ્ઞ, ઋત્વિજ્ તથા દક્ષણા શાને કહે છે? ૨. તે જવાબ દે છે જે, જે ભદ્ર (કલ્યાણકારક) મનુષ્ય હોય તેનો સંગ તથા તેની સાથે પ્રીતિ રાખવી. ૩. જે વિદ્યાવ્રત સ્નાતક હોય તેને મધુપર્ક આપે, ૪. તથા રાજાને પણ આપે. ૫. આચાર્ય, સસરો, પિતૃવ્ય એટલે કાકા તથા મામાને મધુપર્ક જે આપે, ૬. દહિંમાં મધ ભેળીને આપવું તેનું નામ મધુપર્ક, ૭. મધ ન મળે તો ઘી મેળવવું. ૮. વિષ્ટર (આસન) પાદ્ય (પગ ધોવાનું પાણી) અર્ઘ્ય (મોઢું ધોવાનું તથા આચમન કરવાનું પાણી.) મધુપર્ક તથા ગાયકોટને વાસ્તે ભોંય એ સર્વ વસ્તુ ત્રણ ત્રણ વખત પેહેલાં કહ્યા પ્રમાણે પૂત્યસ્નાતકાદિઓને આપવું. ૯. 'અહમિત્યસ્યાર્થ=હું સજાત, સતીર્થ, સબ્રહ્મચારી, એક આચાર્યનો શિષ્ય, એક વિદ્યા ભણાવવાવાળાઓમાં 'વૃષભ' (શ્રેષ્ટ) થાઉં. વિજળીઓમાં જેવો સૂરજ તેવો વિદ્વાનોમાં પ્રકાશીત થાઉં. આ આસન ઉપર બેસું છું. કોઈ મને આસન આપવાની ઈચ્છા કરે છે એમ બોલી આસન ઉપર બેસવું, અગર પગેવતિ આક્રમણ કરી બેસવું. ૧૦. જે મધુપર્ક લઈ સામે આવે તેને 'મિત્રસ્યત્વા ચક્ષુષા પ્રતીક્ષ' એ મંત્ર ભણીને તેની ઉપર અતિ પ્રેમ દ્દષ્ટિથી જોવું. ૧૧. જ્યારે મધુપર્ક તે લે 'દેવસ્યત્વેતિ' મંત્રવડે લે, અને

मधुवाता ऋतायते मधुक्षरन्ति सिन्धवः । माध्वीर्नः सन्त्वोषधीः ॥ १ ॥ मधुनक्त मुतोषसो मधुमत्पार्थिवं रजः मधुद्यौ रस्तुनः पिता ॥ २ ॥ मधुमान्नो वनस्पतिर्मधुमाँ अस्तु सूर्यः । माध्वीर्गावो भवन्तु नः ॥ ३ ॥

અર્થઃ—હે પરમાત્મા, વાયુ મધુર સુખદ તથા પુષ્ટિકારક અમને સદા હોવો, સિન્ધુ તથા નદી એ સર્વ મધુરવૃષ્ટિ કરનારી થાઓ. તથા ઔષધી સર્વ મધુરગુણવાળી અમારે વાસ્તે સદાએ થાઓ. તેમજ રાત દહાડો, પૃથ્વીની રજ, આકાશ, સર્યાદિ પ્રકાશક પદાર્થો તથા આપ જે અમારા પિતા તે સર્વ અતિ મધુર (સુખદાયક) થાઓ. ૨. તથા વનસ્પતિ, સૂર્ય (પ્રાણ), ગો (ઈન્દ્રિઓ) કીરણ તથા પૃથ્વી એ સર્વ પદાર્થો અમારે વાસ્તે સુખદાયક થાઓ. ૩.

वापृथिवी यशमेन्द्रा बृहस्पती । यशो भग श्च मा विंदद्यशो मा प्रतिपद्यता-मित्येकंचेन् पूर्वस्योत्तर वर्गेण प्रच्छादयीत् सु मनसः प्रतिगृह्णातिया आहार ज्जमदग्निः श्रद्धायै कामायेन्द्रियायता अहं प्रतिगृह्णामि यशसा च भगेनचेत्यथावबध्नीते यद्यशो प्सरसामिन्द्रश्चकार विपुलं पृथु । तेन संग्रथितां सुमन आबध्नामि यशो मयीत्युष्णावेण शिरोवेष्टयते युवासुवासा इत्यलंकरण-मसि भूयोलंकरणं भूयादिति कर्ण वेष्टकौ वृत्रस्येत्यंगोक्षिणी रोचिष्णूरसी त्या-त्मानमादर्शे प्रेक्षते छत्रं प्रतिगृह्णाति बृहस्पतेश्छदिरसि पाप्मनो मामन्तर्द्धेहि तेजसो यशसो मा मन्तर्धेहीति प्रतिष्ठेस्थो विश्वतोमा पातमित्युपानहौ प्रतिमुञ्चेतिश्वाभ्योमानाष्ट्राभ्यस् परिपाहि सर्वत इति वैणवं दण्डमादत्ते तन्त-प्रक्षालनादीनिनित्यमपिवासच्छत्रौपानहश्चापूर्वाणिचेन्मन्त्रः ॥ ८ ॥ स्नातस्य-यमान्वक्ष्यामः । कामादितरो नृत्य गीत वादित्राणि न कुर्यान्नचगच्छेत्कामं तु गीतं गायति वैवर्गाते वारमत इतिश्रुते ह्यपरं क्षेमेनक्तं ग्रामान्तरं न गच्छे-न्नचधावे दुदपानविक्षण वृक्षारोहण फलप्रपतन सन्धिसर्पण विवृतस्नान विष-मलंघन शुष्कवदन सन्ध्यादित्यवेक्षणभै क्षणानि न कुर्यान्नहवैस्नात्वा भिक्षे-तापहवै स्नात्वा भिक्षां जयतीति श्रुतेर्वर्षत्य प्रावृतो व्रजेदयं मे वज्रः पाप्मा-नमपहन दित्यप्स्वात्मानं नावेक्षेता जातलोम्नीं विपु ठ. षीठं. षण्ढंचनोप ह-सेन्नचगच्छेद्गर्भिणीं विजन्येति ब्रूयात् सकुलमिति न कुलं भगालमिति क-पालमिति ॥

એનો સંક્ષેપે અર્થઃ—ચાળીશ અગર અડતાળીશ અથવા છત્રીશ વરસ સુધી બ્રહ્મ-ચર્યાશ્રમ રાખી સાંગોપાંગ વેદ ભણી ગુરૂની અનુમતિથી સમાવર્તન કરવું. તર્કશાસ્ત્ર, ન્યાય-શાસ્ત્રાદિ બરોબર ભણવાં. વિધિપૂર્વક હોમ કરી સ્નાન કરવું. અને સુગન્ધિયુક્ત પાણીએ આઠ ઘડા ભરવા. પ્રથમ હજામત કર્યાની પેહેલાં આઠ ઘડાના પાણીએ નહાવું. તે સ્નાન વિધિ આચાર્યે બરોબર કરાવવી. 'તેનમામભિસિંચામિતિ૦' મંત્રવડે શ્રી, યશ, પરમેશ્વરની ઉપાસના, વિદ્યાનો પ્રચાર ઈત્યાદિ પ્રયોજન માટે તારો અભિષેક કરૂં છું. કે તેથી સર્વ સંસા-રમાં માણસો શ્રીવાળાં તથા સોમપાન કરવાવાળાં થાય; તથા સર્વે મનુષ્યોનો સમુદાય યશસ્વી થાય માટે તને સમાવર્તનની દીક્ષા આપીએ છીએ તેથી તું ગૃહાશ્રમ કરી વિદ્યાનો પ્રસાર કરશે. આઠ ઘડાનું પાણી 'આપોહિષ્ઠેતિ' મંત્રવડે રેડી સ્નાન કરવું. પછી મેખલા છોડી નાંખવી, તથા 'ઉદ્યન્ભ્રાજેભૃષ્ણુઈતિ' મંત્રવડે સૂર્યાભિમુખ ઉભા રહી ઉપસ્થાન કરવું, ને દંડ લેવો ત્યારપછી દહિંને તલનું પ્રાશન કરી જટા, લોમ (બગલ), નખ, લેવરાવવા. ઉમરાનું દાતણ લઈ દંતધાવન કરવું. 'અન્નાદ્યાયેતિ' મંત્રવડે ફરી સ્નાન કરવું. સુગન્ધિયુક્ત ચંદના-

દિનું લેપન કરવું. 'પ્રાણાપાનોમે તપયતેતિ' મંત્રવડે નાકને અડકવું. પછી 'સુચક્ષાઅહમિતિ' મંત્રવડે સારાં સુન્દર કપડાં પેહેરવાં. 'પરિધારયે' મંત્ર વડે પેહેરવાં. 'યશસામેતિ' મંત્ર વડે ઉત્તરીય વસ્ત્ર પેહેરવું. પછી 'યાઆહારેતિ' મંત્ર વડે પુષ્પ લેવું. 'યદ્યશોપ્સારસામિતિ' મંત્ર વડે માળા ધારણ કરવી. 'યુવાસુવાસા' મંત્ર વડે પાછડી ઘાલવી. 'અલંકરણમસીતિ' મંત્ર વડે આભુષણ ઘાલવાં. 'વૃત્રસ્યેતિ' મંત્ર વડે અંજન કરવું. તથા દર્પણમાં મોં જોવું. 'બ્હસ્પતે-સ્છદિરશસિ' મંત્ર વડે છત્રી ધરવી 'પુનઃ પ્રતિષ્ઠેસ્થો' મંત્ર વડે જોડો પેહેરવો. ફરી 'પ્રતિમુન્ચતે' મંત્ર વડે દંડ લેવો. ૮. સ્નાન કરી જે શુદ્ધ થયો તેણે એવા એવા નિયમ પાળવા કે કામ, ક્રોધ, લોભ ઈત્યાદિ દોષોથી દુર રેહેવું. નાચ, ગીત, વાજાં નહિ વગાડવાં, નાચ તમાશા થતા હોય ત્યાં નહિ જવું. કદાચ ગાયન જાણતો હોય તો પોતે ગાય, રાતે કરસ્તે બહાર નહિ જવું. એવાએવા નિયમો રાખવા. જે રીતે દીક્ષા, ધર્મ, પરમાત્મા, ભક્તિ, સર્જ્જનતા, સદ્-નીતિ ઈત્યાદિ શ્રેષ્ઠ ગુણો દુનિઆમાં પ્રસરે એવો પ્રયત્ન કરવો. લોકહિત થાય તેમ કરવું. કુમાર્ગે પોતે નહિ વર્તવું. બીજાને વર્ત્તતાં પોતે અટકાવવા પ્રયત્ન કરવો. ગુરૂને યથાશક્તિ દક્ષિણા દઈ પછી આજ્ઞા લઈ ઘેર આવવું.

ગોભિલ તથા સૌનક ગૃહ્ય સૂત્રમાં વિશેષ નથી.

इति समावर्त्तन संस्कारः समाप्तः

હવે ૧૩મો સંસ્કાર વિવાહવિધિ સંસ્કાર લખીશું.

---

# પ્રકરણ ૧૩મું.

## વિવાહ સંસ્કાર.

### अथ विवाह संस्कारः

'વિવાહ'=વેહેવા, લગ્ન, પાણિગ્રહણ, એવી રીતનાં અનેક નામે બોલાય છે. તે સર્વને માલમ છે માટે તેની વિશેષ વ્યાખ્યા કરવાની જરૂર નથી. વિવાહ એટલે લગ્નની પ્રથમ કબુલત અથવા કહેણ તથા કરાર એવો પણ પ્રચારમાં છે. પણ તે આ સંસ્કારનો અર્થ નથી. વેહેવા અગર વેવિશાળ એટલે ચાંલ્લો થયા પછી જે લગ્નની વિધિ તે વિવાહ સંસ્કાર. 'વિ+વહ્'=વિશેષ+વહન વધારે સંસ્કારમાં પળોટાવું. એવો વ્યુત્પત્તિ રીતે અર્થ થાય છે. એ વિષે આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં કહ્યું છે.

उदगयन आपूर्यमाणपक्षे कल्याणे नक्षत्रे चौलकर्मोपनयनगोदान विवाहाः ॥ १ ॥ सार्वकालमेके विवाहम् ॥ २ ॥ तेषां पुरस्तात् चतस्र आज्याहुतीर्जुहुयात् ॥ ३ ॥ अग्न आयूंषि पवस इति तिसृभिः प्रजापते न त्वदेतान्यन्य इति च व्याहृतिभिर्वा ॥ ४ ॥ समुच्चयमेके ॥ ५ ॥ नेके काञ्चन ॥ ६ ॥

त्वमर्यमा भवसियत् कनीनामिति विवाहे चतुर्थी ॥ ७ ॥ कुलमग्रे परीक्षेत ये मातृतः पितृतश्चेति यथोक्तं पुरस्तात् ॥ १ ॥ बुद्धिमते कन्यां प्रयच्छेत् ॥ २ ॥ बुद्धिरूप शील लक्षण सम्पन्नामरोगामुपयच्छेत् ॥ ३ ॥ दुर्विज्ञेयानि लक्षणानीति ॥ ४ ॥ अष्टौ पिण्डान् कृत्वा ऋतमग्रे प्रथमं जज्ञ ऋते सत्यं प्रतिष्ठितं यादियं कुमार्यभिजाता तदियमिह प्रतिपद्यतां यत् सत्यं तद्दृश्यतामिति पिण्डानभिमन्त्र्य कुमारीं ब्रूयादेषामेकं गृहाणेति ॥ ५ ॥ क्षेत्राच्चेदुभयतः सस्याद्गृह्णीयादन्नवत्यस्याः प्रजा भविष्यतीति विद्याद्गोष्ठात् पशुमती वेदिपुरीषाद्ब्रह्मवर्चस्विन्यविदासिनो ह्रदात् सर्वसम्पन्ना देवनात्कितवी चतुष्पथाद्विप्रव्राजिनीरिणादधन्या श्मशानात् पतिघ्नी ॥ ६ ॥ अलंकृत्यकन्यामुदकपूर्वां दद्यादेष ब्राह्मोविवाहः ॥ तस्यां जातो द्वादशावरान् द्वादश परान् पुनात्युभयतः । ऋत्विजे वितते कर्मणि दद्यादलंकृत्य सदैवो दशावरान् दश परान् पुनात्युभयतः । गो मिथुनं दत्वोपयच्छेत स आर्षः सप्तावरान् सप्त परान् पुनात्युभयतः । मिथः समयं कृत्वोपयच्छेत सगान्धर्वः । धनेनोपतोष्योपयच्छेत स आसुरः । सुप्तानां प्रमत्तानां वापहरेत् स पैशाचः । हत्वा भित्वा शीर्षाणि रुदतीं रुदद्भ्यो हरेत् स राक्षसः ॥ १ ॥ अथ खलूच्चावचा जनपदधर्मा ग्रामधर्माश्च तान्विवाहे प्रतीयात् ॥ १ ॥ यत् तु समानं तद्वक्ष्यामः ॥ २ ॥ पश्चादग्नेर्दृषदमश्मानं प्रतिष्ठाप्योत्तरपुरस्तादुदकुंभं समन्वारब्धायां हुत्वा तिष्ठन् प्रत्यङ्मुखः प्राङ्मुख्या आसीनाया गृह्णामि ते सौभगत्वाय हस्तमित्यंगुष्ठमेव गृह्णीयाद्यदि कामयीत पुमांस एव मे पुत्रा जायेरन्निति ॥ ३ ॥ अंगुलीरेव स्त्रीकामः ॥ ४ ॥ रोमान्ते हस्तं सांगुष्ठमुभयकामः ॥ ५ ॥ प्रदक्षिणमग्निमुदकुभञ्च त्रिः परिणयन् जपति । अमोहमस्मि सा त्वं सा त्वमस्यमोहं द्यौरहं पृथिवी त्वं सामाहमृक् त्वं तावेह विवहावहै प्रजां प्रजनयावहै सम्प्रियौ रोचिष्णू सुमनस्यमानौ जीवेव शरदः शतमिति ॥ ६ ॥ परिणीय परिणीयाश्मानमारोहयतीममश्मानमारोहाश्मेव त्वं स्थिरा भव । सहस्व पृतनायतोऽभितिष्ठ पृतन्यत इति ॥ ७ ॥ वध्वञ्जला उपस्तीर्य भ्राता भ्रातृस्थानो वा द्विर्लाजानावपति ॥ ८ ॥ त्रिर्जामदग्न्यानां ॥ ९ ॥ प्रत्यभिघार्य हविः ॥ १० ॥ अवत्तञ्च ॥ ११ ॥ एषोऽवदानधर्मः ॥ १२ ॥ अर्यमणं नु देवं कन्या अग्निमयक्षत. स इमां देवो अर्यमा प्रेतो मुञ्चातु नामुतः स्वाहा । वरुणं नु देवं कन्या अग्निमयक्षत. स इमां देवो

वरुणः प्रेतो मुञ्चतुनामुतः स्वाहा। पूषणं नु देवं कन्या अग्निमयक्षत. स इमां देवः पूषाप्रेतो मुञ्चातुनामुतः स्वाहेत्यविच्छीन्दत्यञ्जलिं स्रुचेव जुहुयात् ॥ १३ ॥ अपरिणीय शूर्प पुटेनाभ्यात्मं तूष्णीं चतुर्थं ॥ १४ ॥ ओप्योप्य हैके लाजान् परिणयन्ति तथोत्तमे आहुतीर्न सन्निपततः ॥ १५ ॥ अथास्यै शिखे विमुञ्चति यादि कृते भवतः ॥ १६ ॥ ऊर्णास्तुके केशपक्षयोर्बद्धे भवतः । प्र त्वा मुञ्चामि वरुणस्य पाशादिति ॥ १७ ॥ उत्तरामुत्तरया ॥ १८ ॥ अथैनामपराजितायान्दिशि सप्तपदान्यभ्युत्क्रामयतीष एकपद्यूर्जे द्विपदी रायस्पोषाय त्रिपदी मायोभव्याय चतुष्पदी प्रजाभ्यः पञ्च पद्यृतुभ्यः षट्पदी सखा सप्तपदी भव सा मामनुव्रता भव. पुत्रान् विन्दावहै बहूनस्ते सन्तु जरदष्टय इति ॥ १९ ॥ उभयोः सन्निधाय शिरसी उदकुंभेनावसिच्य ॥ २० ॥ ब्राह्मण्याश्च वृद्धाया जीवपत्न्या जीवप्रजाया अगार एतां रात्रीं वसेत् ॥ २१ ध्रुव मरुन्धतीं सप्तऋषीनिति दृष्ट्वा वाचं विसृजेत जिवपत्नीं प्रजां विन्देयेति ॥ १२ ॥ प्रयाण उपपद्यमाने. पूषात्वेतो नयतु हस्तगृह्येति. यानमारोहयेत् ॥ १ ॥ अश्मन्वतीरीयते संरभध्वमित्यर्द्धर्चेन नावमारोहयेत् ॥ २ ॥ उत्तरेणो त्क्रमयेत् ॥ ३ ॥ जीवं रुदन्तीति रुदत्यां ॥ ४ ॥ विवाहाग्निमग्रतोऽजस्रन्नयन्ति ॥ ५ ॥ कल्याणेषु देशवृक्षचतुष्पथेषु. माविदन् परिपन्थिन इति जपेत् ॥ ६ ॥ वासे वासे सुमंगलीरियं वधूरितीक्ष कानीक्षेत ॥ ७ ॥ इह प्रियं प्रजया ते समृध्यतामिति गृहं प्रवेशयेत् ॥ ८ ॥ विवाहाग्निमुपसमाध्याय पश्चादस्याऽऽनडुहं चर्मास्तीर्य प्राग्ग्रीवमुत्तरलोम तस्मिन् उपविष्टायां शमन्वारब्धायाम्. आ नः प्रजां जनयतु प्रजापति रिति चतसृभिः प्रत्यृचं हुत्वा. समञ्जन्तु विश्वेदेवा इति दध्नः प्राश्य प्रतिप्रयच्छेदाज्यशेषेण वानक्ति हृदये ॥ ९ ॥ अक्षारालवणाशिनौ ब्रह्मचारिणावलंकुर्वाणावधः शायिनौस्यातां ॥ १० ॥ अत ऊर्ध्वं त्रिरात्रं द्वादशरात्रं ॥ ११ ॥ संवत्सरं वैक ऋषिर्जायत इति ॥ १२ ॥ चरितव्रतः सूर्याविदे वधूवस्त्रं दद्यात् ॥ १३ ॥ अन्नं ब्राह्मणेभ्यः ॥ १४ ॥ अथ स्वस्त्ययनं वाचयीत ॥ १५ ॥ पाणिग्रहणादि गृह्यं परिचरेत्स्वयं पत्न्यपि वा पुत्रः कुमार्यन्तेवासी वा ॥ १ ॥ नित्यानुगृहीतंस्यात ॥ २ ॥

એનો સંક્ષેપે અર્થ : સમાવર્તન સંસ્કાર પુરો કરીને પુરૂષ અગર કન્યા ઘેર આવવાની …। કરે ત્યારે ૧૬ વર્ષની ઉપર ને ૨૪ વર્ષની ઉમરવાળી સ્ત્રી હોય અગર ૨૫ વર્ષથી

લઇને ૪૮ વર્ષ સુધીનો પુરૂષ હોય એટલે સ્ત્રીથી પુરૂષ બમણી ઉમરનો તેની સાથે લગ્ન કરવાં. એટલે ૧૬ વર્ષની સ્ત્રી, ને ૩૨ વર્ષનો પુરૂષ. ૧૮ વરસની સ્ત્રી ને ૩૬ વરસનો પુરૂષ એ રીતે બમણો અઢીગણો ફેરવાળો સમજવો. મનુ સ્મૃતિમાં કહ્યું છે કે :—

गुरुणानुमतः स्नात्वा समावृत्तो यथाविधि । उद्वहेत द्विजो भार्यां सवर्णां लक्षणान्वितां ॥ १ ॥ असपिण्डा च या मातु रसगोत्रा च या पितुः । सा प्रशस्ता द्विजातीनां दारकर्मणि मैथुने ॥ २ ॥ महान्त्यपि समृद्धानि गोजाविधन धान्यतः । स्त्री संबंधे दशैतानि कुलानि परिवर्जयेत् ॥ ३ ॥ हीन क्रियं निष्पुरुषं निश्छन्दो रोम शार्शसम् । क्षय्या मया व्यपस्मारि श्वित्रि कुष्ठि कुलानि च ॥ ४ ॥ नोद्वहेत्कपिलां कन्यां ना धिकांगीं न रोगिणीम् । ना लोमिकां ना तिलोमां न वाचाटान्न पिङ्गलाम् ॥ ५ ॥ अव्यङ्गाङ्गी सौम्य नाम्नीं हंस वारणगामिनीम् । तनु लोम केशदशनां मृद्वंगीमुद्वहेत् स्त्रियम् ॥ ६ ॥

અર્થ :—ગુરૂની આજ્ઞા લઇને વિદ્યા તથા બ્રહ્મચર્યાશ્રમ પુરો કરીને દ્વિજે પોતાના સવર્ણી કન્યા પરણવી. (૧) 'ઉત્કૃષ્ટાયાભિરૂપાય વરાય સદશાયચેતિ' (મનુ૦) એટલે ઉત્કૃષ્ટ ગુણવાળી પોતાની સદશ (તુલ્ય રૂપવાળી) કન્યા સુવિવાહ કરવો. માની છ પેઢીમાં ન હોય, તથા બાપના ગોત્રમાં ન હોય તેવી કન્યાની સાથે દ્વિજે પરણવું. ૨. લગ્ન કરવાં તે દુરના વર સાથે કરવાં. તે વિષે 'दुहिता दुर्हिता दूरेहिता भवतीति' એવું 'નિરૂક્ત'નું પ્રમાણ છે. વિવાહ કરવામાં દશ કુળ વર્જ કરવાં. જો તે ધન, ધાન્ય, પશુ આદિવો સ્મૃદ્ધિવાન હોય તોપણ તે છોડી દેવા. ૩. મૂળમાં ક્રિયાહીન હોય, નપુંસક હોય, તે કુળમાં ઉત્તમ પુરૂષ કોઈ થયા નહિ હોય, જે કુળમાં વેદવિદ્યા ન હોય, જે કુળમાં મોટા મોટા કેશવાળા પુરૂષ હોય, ક્ષયરોગી હોય, દમરોગી હોય, વાયુરોગી તથા આમરોગી હોય, ધોળો કોઢ હોય, ગળતો કોઢ હોય, તે દશ કુળ વર્જ કરવાં. ૪. ધોળા કેશવાળી, ધોળી અધિક અંગવાળી (વરથી ઘણી ઉંચી), રોગવાળી, રૂંવાં મોટાં મોટાં હોય તેવી, તેમજ રૂંવાં ન હોય તેવી, બહુબોલી, તથા માંજરી એવી કન્યા સાથે લગ્ન ન કરવાં. ૫. શરીરમાં ખામી વગરની, સુન્દર નામવાળી, હંસ તથા હાથીની ચાલના જેવી ચાલની, થોડા વાળવાળી, માથે પાતળા વાળવાળી, મોઢામાં ઝીણા ઝીણા દાંતવાળી, કોમળ અંગવાળી, એવી કન્યા સાથે વિવાહ કરવો. ૬.

વળી 'છાન્દોગ્ય ઉપનિષત્'ના પાંચમા પ્રપાઠક ખંડ ૧૬ સોળમામાં કહ્યું છે કે :—

पुरुषो वा व यज्ञस्तस्य यानि चतुर्वि ँ शतिर्वर्षाणि तत्प्रातः सवनं चतुर्विंशत्यक्षरा गायत्री गायत्रं प्रातः सवनं तदस्य वसवो न्वायत्ताः प्राणावाव वसव एते हीद ँ सर्वं वा सयान्ति ॥ १ ॥ इ०

એનો અર્થ :—પુરૂષ, જીવ તથા શરીર એઓનો સંયોગ જે યજ્ઞ તે પૂજનીય છે. જેમ યજ્ઞમાં ત્રણ 'સવન', તે એક 'પ્રાતઃસવન', બીજું 'મધ્યસવન' ત્રીજું 'સાયંસવન' એ ત્રણ 'સ-

વન'ની જરૂર છે. તેમજ આત્મા, દેહની પુષ્ટિ માટે ત્રણ 'સવન'ની જરૂર છે. નહિ તો જીવ તથા શરીર દુઃખસાગરમાં ડૂબે છે. જન્મ લઈને વીશ વરસની ઉમર સૂધી જીતેંદ્રિય રહીને વીર્યાદિ ધાતુનું સંરક્ષણ કરવું. વિદ્યાદિ સંગ્રહ કરવું તેનું નામ 'પ્રાતઃસવન' તે કરે ઉત્તમગુણ, શૌર્ય, ધૈર્ય, વિદ્યા વગેરે આત્મા તથા શરીરમાં સ્થિર નિવાસ કરે છે. ૧. એવીરીતે સાત મંત્રો છે તેઓનો ભાવાર્થ એ છે જે ૨૪થી ૩૬ વર્ષ સૂધી 'મધ્યસવન,' અને ૩૬થી ૪૮ વર્ષની ઉમર સૂધી 'સાયંસવન' એટલી ઉમર સૂધી બ્રહ્મચર્ય રાખી શરીર તથા વીર્યનું રક્ષણ કરે તો પુરૂષ વિદ્યાદિ ગુણેયુક્ત થઈ શરીરે નિરોગી, તથા દૃઢ થાય. વળી 'સુ ત' જે ધન્વંતરી મુનિકૃત વૈદકનો ગ્રંથ છે; તેમાં કહ્યું છે કે

चतस्त्रो वस्थाः शरीरस्य वृद्धिर्यौव्वन संपूर्णता किञ्चित् परिहाणिश्चेति ॥

तत्रा षोडशाद्वृद्धिः ॥ आपञ्चविंशतेर्यौवनामाचत्वारिंशतः संपूर्णता ।

ततः किञ्चित्परि हाणिश्चेति ॥

એનો અર્થ :—મનુષ્યના શરીરની ચાર અવસ્થા છે. '૧ વૃદ્ધિ, ૨ યૌવ્વન, ૩ સંપૂર્ણતા, ૪ હાની' એ સોળ વર્ષથી પચીશ વર્ષ સુધી વૃદ્ધિ એ અવસ્થામાં શરીર તથા વીર્યવૃદ્ધિ થાય છે. તેમાં એઓનું રક્ષણ જે ન કરે તે જન્મ સૂધી દુઃખી થાય છે. ૨૫થી ૪૦ સૂધી યુવાવસ્થા એ ધાતુપુષ્ટિનો વખત, તેમજ સ્ત્રીની વૃદ્ધિઅવસ્થા ૧૬થી ૨૪ વરસ સુધીની છે. એ વર્ષ પહેલાં લગ્ન કરવાં નહિ. 'ઉદગયનઇ૦' ચોલકર્મ ગોદાન ઉપનયન શુભ મૂહુર્ત્ત જોઈ તથા પાત્ર જોઈ કરવાં જોઈએ. ૧. વિવાહ સર્વ કાળે કરવાં, એવાં ઋષિઓનાં મત્ત છે. ૨. પછી ચોળીની ચાર આહુતિ કરવી. ૩ 'અગ્નઆયૂંષિ પવસઈતિ' ત્રણ મંત્ર વડે તથા 'પ્રજાપતેનન્વદેતા૦' એઓથી મંત્ર વડે અગર 'ઓં ભૂ સ્વાહા ૧ ઓં ભૂવઃસ્વાહા. ૨. ઑંસ્વઃ સ્વાહાઃ ૩ ઓં ભૂઃ ભુવઃ સ્વઃ સ્વાહા, ૪. એ ચાર મંત્ર વડે ઘીની ચાર આહુતિ આપવી.

કોઈ કોઇ ઋષિ એવું ધારે છે કે પૂર્વોક્તિ મંત્રો તથા વ્યાકૃતિ એ બંને વડે આહુતિ આપવી. ને કોઈ ઋષિનું એવું મત છે કે મુદ્દલ આહુતિ આપવી નહિ. ૬. લગ્નમાં 'ત્વમર્યમા૦' એ મંત્ર વડે ચોથી આહુતિ કરવી. ૭. માના પક્ષ તથા પિતાના પક્ષથી પેહેલાં કહ્યા પ્રમાણે કુળની પરીક્ષા કરવી. બુદ્ધિમાન કન્યા બુદ્ધિવાન પુરૂષને આપવી. ૨ બુદ્ધિ, રૂપ, શીલ, આચાર તથા સુલક્ષણવાળી કન્યાના તેવાજ પુરૂષ સાથે લગ્ન કરવાં. પશુ પ્રમાણે નહિ. જેમ બકરો તથા બકરી પકડીને, બીજાને આધિન કરી દે છે. તેમ નહિ મરજી પ્રમાણે કરવાં. ૩. લગ્ન આઠ પ્રકારનાં છે. એક વિદ્યાદિ પરીક્ષા કરી થાય તેને બ્રહ્મવિવાહ કહે છે. બીજો ઋત્વિકનું આવર્ણ કરીને યજ્ઞોનુષ્ટાન પૂર્વક આહુતિ કરીને કન્યાને વસ્ત્રાભૂષણ દઈ કન્યાદાન દેવું તેને દેવી વિવાહ કહે છે. ત્રીજો પ્રાજાપત્યાવવાહ જે ધર્મની પ્રતિજ્ઞા કરી પ્રજોત્પત્તિને વાસ્તે કરે છે, ચોથો દર વરસે બે ગૌદાન લેઈ કન્યા લેવી તેનું નામ 'આર્ષવિવાહ.' ૫મો. પરસ્પર પ્રસંનતા કરી લગ્ન કરે તેનું નામ ગાન્ધર્વ વિવાહ. ધન આપી લગ્ન કરવાં તેનું નામ આસુરવિવાહ. શયનમાં આગાર કેફમાં કન્યાનો સમાગમ થાય તે પિશાચવિવાહ. લડાઇ [illegible]

કરી કન્યાને રડતી કકળતી હરણ કરી લાવવી તેનું નામ રાક્ષસવિવાહ. એ રીતે આઠ પ્રકારના વિવાહ છે. એ આઠ પ્રકારના વિવાહ કહ્યા છે તેમાં પહેલા ચાર 'બ્રાહ્મ, દૈવી, પ્રાજાપત્ય' તથા 'ગાન્ધર્વ' વિવાહો ઉત્તમ છે. 'આર્ષ' તથા 'અસુર' એ બે કનિષ્ટ તથા પિશાચ તથા રાક્ષસ વિવાહ અતિ નીચ કહ્યા છે. હોમ થયા પછી પથ્થરની શીલા ઈશાન ખૂણામાં રાખી સ્ત્રી પકડે પછી હોમ કરીને પશ્ચિમ મુખે વર ઉભો રહે ને પૂર્વ મુખે કન્યા રહે. 'ગૃભ્ણામિ તે સૌ ભગત્વાય૦' એ મંત્ર વડે હાથ પકડવો. પછી જળનું પાત્ર લઈ ત્રણવાર અગ્નિની પ્રદક્ષિણા ફરવી. 'અમોહમસ્મિ' એ મંત્ર વડે વરકન્યા બંને પ્રતિજ્ઞા કરે કે હું સઘળો દહાડો તારી તથા સર્વ વસ્તુઓની સંભાળ રાખીશ. તેમજ કન્યા કહે કે હું સઘળો દહાડો તમારી સેવામાં રહીશ. બીજી સ્ત્રીઓ સાથે મોહીત થઇ કદી ગમન કરવાનો નથી. તેમજ સ્ત્રી પણ કહે કે હુંએ પરપુરૂષ સાથે મોહીત થઇ કદી સમાગમ કરીશ નહિ. ૧ હું 'દ્યો' તથા તું 'પૃથિવી' વત છું. એટલે જેમ સૂર્યાદિના પ્રકાશના પૃથ્વી ઉપર સદા સંયોગ રહે છે તેમજ આ પણ બંન્નેનો સંયોગ સદા રહેશે. ૨ પુરૂષ વળી કહે કે હું 'સામવેદ' અને તું ઋગ્વેદ પ્રમાણે છે. જેવાં ઋગ્વેદથી સામવેદ સૂધીનાં વિદ્યાદિ કાર્યો સિદ્ધ થાય છે તેમજ આપણ બંને મળી ગૃહસ્થાશ્રમના સર્વ કૃત્ય સિદ્ધ કરીશું. ૩. એમજ આપણ વિવાહ કરી પ્રજા ઉત્પન્ન કરીશું. અને બંને પરસ્પર પ્રીતિ રાખીશું. કદી દ્વેશ કરીશું નહિ. પરસ્પર પ્રીતિ, ધર્મ, વિદ્યા, સંતાન, પરમેશ્વરની ભક્તિ તથા સુવિચાર નિત્ય આચરીશું. તથા સો વરસ સુધી જીવીશું. પછી સ્ત્રીને પથ્થરની શીલા ઉપર ઉભી રાખીને કહે કે આ, પથ્થર ઉપર બેસ. અને તે પ્રમાણે મારી સાથે દૃઢ સ્થિર થા. અને હું પણ તારી સાથે સ્થિર રહીશ. તથા સુખ દુઃખમાં સાથે રહીશું. પછી સ્ત્રીના ખોળામાં ધાણી બેવાર ભરે. તે ભરવાવાળો તેણીનો ભાઇ કે તેવોજ સગો હોય. પછી ૧૦-૧૧-૧૨ એ મંત્રોમાં તેને શુદ્ધ કરી 'અયમણનુદેવ' એ ત્રણ મંત્રો વડે કન્યાને હાથે હોમ કરવો. 'અર્યમા' પરમેશ્વરનાં નામ છે. ૧૩. ફરી ૪થી આહુતિ મુંગે મોઢે આપવી. ૧૪-૧૫ પછી સ્ત્રીના ચોટલાની લટ એક છોડવી. ૧૬. 'પ્રત્વામુચ્ચામિ વરૂણસ્ય પાશાત્૦' એ મંત્ર વડે ઉત્તર દિશાએ મોઢું કરાવી સાત પગલાં ઉત્તર દિશામાં કન્યાને ચલાવવી. એક પરાક્રમ વાસ્તે, બીજું ધન તથા પુષ્ટિ માટે, ત્રીજું સુખસંપાદન વાસ્તે ચોથું પ્રજોત્પત્તિ વાસ્તે, પાંચમું ઋતુમાં યથાયોગ્ય સંપાદન માટે, છઠું મિત્રતા માટે, ૭મું વિવાહના નિયમની પૂર્ણતા માટે પુરૂષ કહે કે ઓ સ્ત્રી, તું મને સદા અનુકુળ રહેજે. તેમજ સ્ત્રી પણ કહે કે તમેએ સદા અનુકુળ રહેજો. આપણે બંન્ને મળી બહુ સંતાનપુત્રો ઉત્પન્ન કરી વૃદ્ધાવસ્થા સુધી બહુ આનંદમાં રહીશું. ૧ પછી બંનેના માથા ઉપર પાણીનો અભિષેક કરવો. ૨૦-૨૧. તે રાત્રે અરૂન્ધતી, ધ્રુવ, તથા સપ્ત ઋષિનાં દર્શન કરાવવાં. 'જીવપત્નીપ્રજાં વિદેયેતિ' એ મંત્ર વડે સ્ત્રી કહે કે પતિ તથા પ્રજા મારાં ચિરંજીવ રહે. ૨૨. 'પુષાત્વેતોનયતુ હસ્ત ગૃહ્યેતિ' એ મંત્ર વડે સસરાને ઘેરથી વરને યાન (પાલખી) આદિ અગર નાવપર બેસાડી 'અશ્મચાત૦' એ મંત્ર વડે પોતાને ઘેર લઈ જવો ૧-૨-૩-૪-૫-૬. જ્યારે ગૃહ પ્રવેશ કરાવે ત્યારે "સુમંગલીરિયંવધૂ' એ મંત્ર ભણી સઘળા મળી સ્ત્રીને જોવી.

निष्क्रामाति यदेपिमनसा दूरं दिशोनुपवमानोवा । हिरण्य पर्णो वैकर्णः स-
त्वामन्मनसां करोत्विस्यसावित्यथैनौ समी क्षय त्यघोर चक्षुरपतिघ्न्येधि शिवा
पशुभ्यः सुमनाः सु वर्च्चाः ॥ वीर सू र्देवृकामा स्योना शंनो भव द्विपदे शं
चतुष्पदे ॥ सोमः प्रथमो विविदे गन्धर्वो विविद उत्तरः । तृतीयो अग्निष्टेप-
तिस्तुरीयस्ते मनुष्यजाः ॥ सोमो ददद्गन्धर्वाय गन्धर्वो दद दग्नये । रयिं
च पुत्रां श्चादा दग्निर्मह्यमथो इमां ॥ सानः पूषा शिवतमा मे रयसान ऊरू
उशती विहर यस्या मुशन्तः प्रहरा मशेपं ॥ यस्यामुकामा बहवो निविष्टया
इति ॥ ४ ॥ प्रदक्षिण मग्निं पर्याणीयैके पश्चादग्नेस्तेजनीं. कटंवा दक्षिण
पादेन पत्स्द्वत्योपविशत्यन्वारब्ध आघारावाज्यभागौमहाव्याहृतयः सर्वं प्राय-
श्चित्तं प्राजापत्य ठं. स्विष्टकृच्चैतन्नित्य ठं. सर्वत्र प्राग्महाव्याहृतिभ्यः स्विष्ट-
कृदन्यच्चेदाज्याद्धविः सर्वप्रायश्चित्तं प्राजापत्यान्तरमेतदावापस्थानं विवाहे
राष्ट्रभृत् इच्छन् जयाभ्यातानांश्चजानन्येन कर्मणेच्छेदिति वचनाच्चित्तं च चि-
त्तिश्चाकुलंचाकूतिश्चविज्ञातं च विज्ञातिश्च मनश्च शक्करीश्च दर्शश्च पौर्णमासं
च वृहच्च रथन्तरं च प्रजापतिर्ज्जयानिंद्रायवृष्णेप्रायच्छदुग्रः पृतना जयेपु ॥
तस्मैविशः समनमन्तः सर्वाः स उग्रः स इ हव्यो बभूव स्वाहे त्यग्नि र्भुता-
नामधिपतिः समावत्विन्द्रो ज्येष्टानां यमः पृथिव्या वायु रन्तरिक्षस्य सूर्यो
दिवश्चन्द्रमा नक्षत्राणां वृहस्पति र्ब्रह्मणो मित्रः सत्यानां वरुणोपा ठं. समु-
द्रः स्रोत्यानामन्न ठं. साम्राज्यानामधिपतिः स्तन्माभवतु सोमः ओषधीना ठं.
सविता प्रसवाना ठं. रुद्रः पशूनां त्वष्टा रूपाणां विष्णुः पर्वतानां मरुतो ग-
णानामधिपतयस्ते मावन्तु पितरः पितामहाः परेवरे ततास्ततामहाः । इहमान्वन्त्व-
स्मिन् ब्रह्मण्यस्मिन्क्षत्रेस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन्कर्मण्यस्यां देवहुत्या
ठं. स्वाहेति सर्वत्रानुषजत्यग्निरेतु प्रथमो देवताना ठं. सोस्यै प्रजां मुञ्चन्तु
मृत्युपाशात् । तदय ठं. राजावरुणोनुमन्यतां यथेय ठं. स्त्री पौत्रमघन्नरोदा-
त्स्वाहा । इमामग्निस्त्रायतां गार्हपत्यः प्रजामस्यै नयतु दीर्घमायुः ॥ अशू-
न्योपस्थाजीवतामस्तु माता पौत्रमानन्दमभिविबुध्यता मिय ठं. स्वाहा स्वस्तिनो
अग्ने दिवा पृथिव्या विश्वानि धेह्यथा यजत्र यदस्यां मयि दिवि जातं प्रश-
स्तं तदस्मासु द्रविणं धेहि चित्र ठं. स्वाहा । सुगन्नुपन्थाम्प्रदि शं न एहि
ज्योतिष्ममध्ये ह्यजरं न आयुः अपैतु मृत्युरमृतंम आगाद्वैवस्वतो नो अभय-
ङ्कृणोतु स्वाहेति । परं मृत्युावितिमैके प्राशनान्ते ॥ ९ ॥ कुमार्या भ्राता

आपः शंयाः कुम्भे भिराभृताः ॥ २ ॥ शं त आपः शिवा आपो ऽयक्ष्मं
करणी रापः । यथैव तृप्यते मयस्तास्त आहुत भेषजीः ॥ ९ ॥ इति.

અથર્વવેદ મંત્રના સંક્ષેપ અર્થઃ—હે જીવ, પરમાત્માની કૃપાથી હિમાલયનું જળ તથા પ્રાણ તથા આ આકાશમાં આખી સૃષ્ટિ તારે માટે સુખકારક હો. પૃથિવી આદીમાં જેટલું પાણી, કૂપાદ્રિમાં અથવા વૃષ્ટિનું જળ તથા સર્વત્ર પ્રાણ વાયુ એ સર્વ તને સુખકારક હોય. ૧ તે પ્રમાણે મરૂસ્થળ નિકટસ્થ ખોદવાથી જે પાણી નીકળે છે ને જે વડે ઘડો ભરાય છે તે સર્વ જળ તથા જળવડે જે ઔષધિ પેદા થાય છે તથા પ્રાણવાયુ એ સર્વ તારે લીધે મંગળકારી થાઓ. ૨. જેમ તૃષાતુર પુરૂષને જળસુખદાયક હોય છે તે પ્રમાણે સર્વ પ્રાણી તને સુખદ હો તથા જલાદિ સર્વ પદાર્થ તારે માટે સુખકારક હો. તું જ્યાં રહે ત્યાં સુખકારક રહે, તને કોઈ પ્રકારનું દુઃખ કદી ન હોય એ અમારી તારે માટે પરમેશ્વર પાસે સ્તુતિ છે. તેને પરમાત્મા સ્વિકારે ને તેને સદા સુખ આપો. 'ઇતિ વેદમન્ત્રાર્થઃ સંક્ષેપતઃ સંપૂર્ણઃ

---

# ભાગ ૩ જો.

## પ્રચાર.

---

## પ્રકરણ ૧ લું.

### સંસ્કાર વિધિની ચાલતી રૂઢીઓ.

પાછળ બે ભાગમાં વર્ણો, વેદ તથા બ્રાહ્મણોમાં તેમાં વિશેષે ગૂજરાતી બ્રાહ્મણોનું વિવેચન કર્યું તથા વેદોમાં સંસ્કારની વિધિઓ કેવી રીતે કરવાની કહી છે તે વર્ણવ્યું તથા સાંપ્રતના આચાર્યોના ભાષણોપરથી કેટલોક ઉતારો એ વિષે લીધો છે.

હવે આ ભાગના આ પ્રકરણમાં કયા કયા સંસ્કારો કઇ કઈ રીતે પ્રચારમાં કરે છે, તે લખવામાં આવે છે. ૧૬ સંસ્કારોનાં નામ પહેલા ભાગમાં લખ્યાં છે તેથી જૂદાંજ બીજા ભાગમાં આચાર્યોના ભાષણના ઉતારામાં દિસે છે. ઉપનયન સંસ્કાર દશમો વેદમાં છે, પણ આચાર્યોના ભાષણમાં નવમો આવે છે. તેમણે કર્ણવેધ સંસ્કાર કાઢી નાંખ્યો છે, પણ ત્યાંસુધી સતત્ બરાબર ચાલ્યા. આચાર્યોના ભાષણમાં બીજા ચાર સંસ્કારો નામે "મહનામ્ની, મહાવ્રત, ઉપનિષદ્વ્રત, ગોદાનવ્રત" કરવાના કહ્યા છે. તે પછી વેદારંભ, ને તે પછી શૌચાશૌચ કરવાનું કહ્યું છે. વેદમાં વેદારંભ પછી સમાવર્તનથી મૃતક સંસ્કાર સૂધી પછે—એટલે ૧૬ થાય છે. આચાર્યોની ૧૬ની સંખ્યા જૂદાજ સંસ્કારો મળીને થાય છે. અંગિરા ૨૫ સંસ્કાર કહે છે. તે પણ થઇ શકે તેમ છે ખરા. ગૌતમ ૨૪ સંસ્કારો કહે છે તેઓનાં નામઃ—ગર્ભાધાનથી ઉપનયન સૂધી નવ, તથા ચાર વેદાધ્યયન મળી ૧૩, ચૌદશો કેશ શાંતિ, ૧૫મો સ્નાત સહ-

ધર્મ, પારીણી સંચનગ, ૧૬ પંચ મહાયજ્ઞ, ૧૭ મહાશ્રાદ્ધ, ૧૮ અગ્નિષ્ટોમ, ૨૦ ષોડશી. ૨૧ સોમયજ્ઞ. ૨૩મો ઉપાક્રમ, ૨૪ ઉત્સર્જન, ગૃહસૂત્રમાં ૧૬ તેઓનાં નામ પાને લખ્યા છે.

રૂઢીએ.માં ઉપર કહ્યા. પ્રમાણે સીમંતનો સંસ્કાર કરતી વખતેજ ગર્ભાધાન પુંસવન એ એ કરે છે–એટલે ત્રણ સંસ્કાર સીમંત સાથેજ કરે છે. તેની વિધિઓ પણ તેજ સમયે કરે છે. ગૂજરાતી બ્રાહ્મણોમાં કોઈમાં પણ ગર્ભાધાન સંસ્કાર થતો નથી. તેનું કારણ એ કે તેઓમાં દક્ષિણી બ્રાહ્મણોની પેઠે 'ઋતુશાંતિ' કરવાનો ચાલ નથી. 'ઋતુશાંતિ' થયા પછી ગર્ભાધાન સંસ્કાર વેદોક્ત રીતે કરવો જોઈએ.

પુંસવન સંસ્કાર જેને ગૂજરાતી બ્રાહ્મણો પંચમાસો, ૨ ખડી બાંધવી અગર ખોળો ભરવો કહે છે તે સંસ્કાર વેદમાં કહેલા મંત્રોએ સીમંત સમયે થાય છે.

સીમંત સંસ્કાર સર્વેમાં છ ફાડે આઠમો માસ ભરાય ત્યારે યથાવિધિપૂર્વક કરવામાં આવે છે, પણ કોઈ અનુકુળ આવે ત્યારે કરે છે.

જાતકર્મથી ઉપનયન સૂધી સઘળા સંસ્કારો વિધિપૂર્વક વખતે વખતે કરવામાં આવે છે. નહિતો ઉપનયન સંસ્કાર ટાણે વિધિપૂર્વક જૂદા જૂદા કરી ઉપનયન એટલે જનોઈ બાંધવાની વિધિ કરવામાં આવે છે. ઉપનયન સંસ્કાર થયા પછી તેજ સમયે, તેજ સ્થળે વેદારંભ, બ્રહ્મચર્યાશ્રમ સંસ્કાર, તથા સમાવર્ત્તન, તથા ગૃહાશ્રમ સંસ્કાર તથા વિધિ સાથેજ કરવામાં આવે છે. એ રીતે ઉપનયન સંસ્કાર ટાણેજ ૧૧ બીજા સંસ્કારો થાય છે. શ્રીમદ્ ગટ્ટુલાલજીના કહેવા પ્રમાણે બીજા ચાર સંસ્કારો કરતાજ નથી; એટલુંજ નહિ પણ તેઓનાં નામે લોકોને ખબર નથી.

વિવાહસંસ્કાર સર્વેમાં વિધિપૂર્વક થાય છે. તેની સાથે ગૃહાશ્રમ સંસ્કાર થાય છે. વાનપ્રસ્થ તથા સન્યસ્ત સંસ્કાર કોઈકજ કરે છે.

મૃતકસંસ્કાર સર્વેમાં થાય છે અને તે સર્વ લોકો વેદમાં કહ્યા પ્રમાણે કરે છે. તેમાં કરવાની વિધિઓમાં કદાચ ફેર હોય.

એ રીતે જોતાં સીમંત, ઉપનયન, વિવાહ, તથા મૃતક સંસ્કાર એ ચાર સંસ્કાર વખતે વખતે થાય છે. બાકીના ઘણા વખતે વખતે ન થતાં મુખ્ય ટાંકણે ભેગા કરવામાં આવે છે.

હવે કઇ કઇ ન્યાતોમાં કેવી કેવી જૂદી જૂદી રૂઢીઓ ચાલે છે તે લખીએ છીએ.

---

# પ્રકરણ ૨ જું.

## સંસ્કારો કરવાનાં કારણ–તેમાંના કેટલાક બંધ પડવાનાં કારણ.

સંસ્કારો કરવાનાં કારણ ઉપર પેહેલા ભાગમાં લખ્યા પ્રમાણે વખતે વખતે અને ઉમરે ઉમરે જે જે કામ કરવાનાં તે તે કરવાને સમર્થ ને યોગ્ય થવું. તે જાણી તે ધર્મ બજાવવાને

સંસ્કાર કરી તે કરવાને અધિકાર પામવો. એ માટે સંસ્કાર કરવા અને તે ધર્મ બજાવવા માટે દીક્ષા લેવી. દીક્ષા લઈ તે પ્રમાણે વર્ત્તવાને બંધનમાં રહેવું, એટલે નિયમિત કાળે નિયમિત ધર્મ પાળવા, અને તે પ્રમાણે પાળવાને પ્રતિજ્ઞા લઇ સદ્‌ગુણથી વર્ત્તિ ઇશ્વિરોપાસનામાં સદોહીત, નિત્ય તથા સતત્ રહેવું. તે કારણથી સર્વે સુજ્ઞ, વિદ્વાન, દક્ષ તથા બ્રહ્મનિષ્ટમંડળ (સ્ત્રી–પુરૂષો) સમક્ષ ક્રિયા કરવાને પ્રતિજ્ઞા લેવી, જેમકે ઋતુ પ્રાપ્તિ થાય ત્યારેજ છોડી બાઇડીના વેશમાં આવે છે, તે પહેલાં નહિ. તે, તેથી બાઈડીના ધર્મ પાળવાને અધિકારી થાય છે. નિશાળ પદ્ધતિના નિયમ પ્રમાણે ગણિતનું કામ ઓછામાં ઓછાં ૭ વરસની ઉમર થયા વગર આવડતું નથી, વિચાર કરવાની શક્તિ દશ વરસ પછીજ આવે છે, તો તેવાં કામ તે પછીજ ચલાવાય. યાદશક્તિનું કામ મોટી ઉમરના પુરૂષ થયા પછી બરાબર થતું નથી, તે તો નાની ઉમર અવસ્થામાંજ થાય છે. માણુનો બોજો પાંચ વરસની ઉમરના છોકરાથી નહિ ઉપડે તે તે, પ્રૌઢાવસ્થામાંજ ઉપડે. તેજ પ્રમાણે સમયે સમયે સંસ્કાર વિધિ કરી જે જે કામ કરવાનાં તેનો અધિકાર પામવો એને ક્ષેત્રશુદ્ધિ પણ કહે છે.

ક્ષેત્રશુદ્ધિ એટલે જેમ ખેતરમાં બી વાવવા તથા તે પકવવા અગાઉ તે ખેતરમાંનાં ઝાડ કાપવાં, તેના ખૂંટડા કાઢી નાંખવાં, ઘાસ દાભડા વગેરે ઉખેડી નાંખવાં, જડાં નીંદી નાંખવાં તથા ચાશી–ખેડી સાફ કરવું.

એ સંસ્કારોમાંના કેટલાક સમયે સમયે તથા ટાણે ટાણે થતા નથી. તેનાં કારણ એ જે બૌદ્ધ ધર્મી લોકો તથા રાજ્ય, જૈનમત્તી લોક તથા રાજ્ય, તથા તે પછી મુસલમાની રાજ્ય થયાથી બ્રાહ્મણોનું મહામત્ય કેવળ ઓછું અને નહિ સરખું થયું, બ્રાહ્મણો આશ્રયરહિત થયા અને તેથી તેઓ પોતાના ધર્મ પ્રમાણે ક્રિયા વગેરે કરવાને સમર્થ ન રહ્યા. ક્રિયા કરતાં બૌધ-મત્તમત્તાનુસારી, તથા મુસલમાની ધર્મના લોકોથી તેઓને પીડા થતી તેથી એ સંસ્કારો સમય સમયને બદલે એકત્ર ટાણે કરવા લાગ્યા ને કેટલાક કરાતા બંધ પડયા.

એ સંસ્કારો વેદમાં કહ્યા પ્રમાણે સતયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગમાં ચાલતા, તે પછી કળીયુગ થયો તેમાં તે સસ્કારો ચાલતા બંધ થયા હોય એમ લાગે છે. કૃતયુગમાં માણસનાં આયુષ્ય પણ વધારે હતાં, તે પછી બે યુગોમાં પણ વધારે વર્ષનાં હતાં, તેથી વેદાભ્યાસ ૪૮-૩૬-૨૪ વરસ સુધી ચાલ્યો. તે પછી ૧૨ * વરસની હદ થઇ. તે કળીયુગમાં ચાલવો જોઇએ.

પૂર્વેના સમયમાં બ્રાહ્મણોને ક્ષત્રી વગેરે બીજી વર્ણોથી આદરપૂર્વક જે જોઇએ તે અર્પણ થતું. તેઓને કોઇ પણ વતિનું ઉણું નહોતું. તેઓ ગૃહસ્થાશ્રમમાં પોતાના ધર્મ પ્રમાણે વર્તી ઇશ્વિરોપાસનામાં નિમગ્ન રહેતા. રાજા તથા વૈશ્યોને પોતાના ધર્મ પ્રમાણે વર્તાવતા. તેઓને વિદ્યા, કળા, કૌશલ્યા શીખવતા અને તેઓને સારી સલાહ આપી તથા તેઓને સદોપદેશ આપી સદાચરણમાં ચાલવાને ફરજ પાડતા. કોઇ સાથે કલેશ થવા પામતો નહોતો.

---

* એ બાર વરસમાં વેદ સાથે વેદાંગ, ઉપનિષદ્, શાસ્ત્ર, કળા વગેરે પણ આવ્યાં. ગીર્વાણવાણી, પ્રાકૃતભાષા તથા બીજી આર્ય ભાષાઓ તથા તેમાં થએલાં શાસ્ત્ર વગેરેના પુસ્તકો.

અને તેમ કરવાથી બ્રાહ્મણોને નવી નવી વાતો શોધી કાઢવાનો અવકાશ મળતો. તે પછીના કાળમાં બ્રાહ્મણોમાં તેટલું માન રહ્યું નહિ. તેઓ ક્ષત્રી વૈશ્યોનો ઉધમ કરવા લાગ્યા. તેથી પણ પૂરેપૂરા સંસ્કાર કરવા બંધ પડયા.

પર્વેના કાળના બ્રાહ્મણો પોતાના આશ્રમમાંજ રહીને નિર્વાહ ચલાવતા તેઓને બહાર જવું પડતું નહોતું, ને જતા તો તીર્થયાત્રાને સ્થળે જતા. પણ ત્યાંથી જલદી પાછા ફરી આશ્રમે આવતા તેથી જે જે સમયે જે જે સંસ્કાર કરવાના તે તેઓ તે તે સમયે કરી શકતા. તે પછી તેઓને આજીવિકાને અર્થે તથા પોતાના ઉપાધ્યાયપણાને અર્થે રાજ્યસ્થાનોમાં જવાની જરૂર પડી. તેથી જે જે સમયે જે જે સંસ્કારો કરવાના તે તે સમયે તે તે સંસ્કારો કરાવ્યા નહિ તેથી કાળભ્રષ્ટ થયા. તે સંસ્કારો પાછળથી બીજા બ્રેગાજ કરવા પડયા. એ સંસ્કારો બંધ પડવાનું ત્રીજું કારણ પણ બૌદ્ધમત્ત મસર્યા પછી વર્ણાશ્રમનો બીલકુલ ભેદ તે મતમાં નહિ તેથી પ્રજાના વેદોક્ત ધર્મ આચાર વિચાર બંધ પડવાનું સબળ કારણ થયું. તેઓના મત પ્રમાણે સર્વે તપ, ઇન્દ્રિયદમન, ક્ષમા, શાંતિ, અહિંસા, તથા ધ્યાનમાં રહેવું. એ ખરો માર્ગ સમજવો તથા બોધમાં દર્શાવવામાં આવતો તેથી મુખ્યત્વે સંસ્કાર થવા બંધ પડયા.

વળી એ બંધ પડવાના કારણમાં બ્રાહ્મણોમાં કુસંપ થયા તેથી તેઓમાં પણ મતભેદ પડયા. તેણે કરીને ક્ષત્રીઓ રાજાઓમાં જે રાજાના કહ્યા પ્રમાણે વર્ત્યા તેઓનું માન વિશેષ રહ્યું તેથી રાજર્ષિઓમાં રાજાના કાર્ય તરફ વધારે ચિત્ત દેવામાં આવ્યું. તેઓમાં પોતાના ધર્માચરણી રીત ઓછી થઈ તે પણ બંધ પડવાનું કારણ છે તથા કાળભ્રષ્ટ થવાનું કારણ છે.

મુસલમાની રાજ્ય થવાથી તો સંસ્કાર વિધિઓ ન થવાને તથા તે બંધ પડવાને પરાકાષ્ઠા થઈ. મુસલમાની રાજ્ય સાથે તેનો * ધર્મ પણ પ્રસાર થવા લાગ્યો, પણ બોધ થઈ તે ધર્મનું ખરાપણું સમજાવીને તેનો વિસ્તાર કર્યો નહિ; સૌને માર માર કરી એ ધર્મમાં વટલાવવા એજ મુખ્ય હેતુ હતો. દ્રવ્ય કરતાં હિન્દુ ધર્મનું ખંડન તથા નાશ કરવો વધારે ઇશ્વરને ગમતું કાર્ય તેઓ સમજતા હતા તેથીજ મહમુદે સોમનાથનાં ભવ્યદેવાલય તથા શિવલિંગનો નાશ કર્યો. એ ઐતિહાસિક વાતથી કોઈકજ અજાણ્યું હશે. જ્યાં જ્યાં વેદધ્વનિ નીકળતો ત્યાં ત્યાં તેઓ જઈ તે મઠ, તે યજ્ઞ સ્થળ, તે વેદી, તે વિધિ, તે અગ્નિ, તે હુતદ્રવ્ય વગેરેની માંહે થુંકી, પાણી રેડી, તરવાર મારી નાશ કરવાને આગુંપાછું જોતા નહોતા. બ્રાહ્મણો કાશી વગેરે તીર્થનાં સ્થળોમાં સ્નાન, સંધ્યા, તર્પણ, યજ્ઞાદિ કરતા, તેઓના નહાવાનાં પાણી ડોહોળવાં, તેઓની વિભૂતિ ચાટી જવી, ત્યાં નજીસ વસ્તુ નાંખવી, ત્યાં મૂતરી જવું, એવુ એવું તેઓ કરતાં તેથી એક વાત સાંભળવામાં તે જે ગોપીચંદન ચાટી જતાં તેઓને કોઈ

---

* મુસલમાની ધર્મના પેગંબરનું ફરમાન એ છે જે મૂર્ત્તિઓનું ખંડન કરવું. રાજ્ય અને ધર્મ તરવારની ધારે પ્રવર્તતાવવાં. જેઓ તે ન માને તેઓને બળાત્કારે વટલાવવા ને તેઓના ઉપર રાજ્યસત્તા સંપૂર્ણ ચલાવવી–તે એટલેસૂધી કે બાળક ને સ્ત્રીપર પણ તરવારને બળાત્કાર ચલાવવાને ચૂકવું નહિ.

બ્રાહ્મણે કહ્યુ કે અમે એ તો કૃષ્ણ ગોપીના વિહારથી જે પદાર્થ નીકળેલો તે ચોપડીએ છીએ તેનું એ ગોપીચંદન છે તે તમે ચાટો છો, ચાટવું હોય તો ભલે ચાટો. તેથી તેઓ સમજ્યા કે એ તો નાપાક વસ્તુ છે, તે દિવસથી તે ચાટી જતા બંધ પડયા એમ કહેવામાં આવે છે. વેદના મંત્રો સૂત્રો શુદ્રને કાને ન પડવા દેવા, એવો હાલ જે બ્રાહ્મણોમાં શિરસ્તો છે તેનું કારણ એ જે તે સાંભળે તો ભ્રષ્ટ કરે. વળી તે વખતનાં જૂનાં દેવસ્થાનો જોઈએ છીએ તો તે માંહેલે ભાગે અંધારામાં તથા ઊંડાણમાં તે એટલે સુધી કે બે ત્રણ મથોડાંપુર ઉંડાણ, તેનું કારણ એ કે તેઓ મુસલમાનોથી ભ્રષ્ટ થતાં બચે. વળી મુસલમાનોના વારાના હિંદુ દેવસ્થાન ખુણેખોચરે હોય છે કે તે તેઓના જાણવામાં ન આવે, ને આજે કેટલાંક દેવસ્થાનો જડતાં પણ નથી અને તે દેવસ્થાનોને ઉપલે ભાગે-મોખરે મસીદને આકારે એક દેહેરી કરેલી હોય છે કે તેથી મુસલમાન કોઈ તોડે નહિં અને તે સમજે કે આપણા પેગંબરની અગર પીરની સ્થાપના દેવની ઉપર છે અને તે તેની ચોટલી ધરીને બેઠેલા છે.

મુસલમાની રાજ્યમાં હિન્દુઓની કોઈ પણ ક્રિયા-સંસ્કાર ઉઘાડે છોગે તથા મોટી ધ્વનિ કાઢી કરવામાં આવતાં નહોતાં કે રખેને તેઓ ધ્વંશ કરે, તેથી પણ સંસ્કારોનો કાળભ્રષ્ટ તથા કેવળ બંધી થઈ હોય એમ લાગે છે.

મુસલમાનોમાં કાન વિંધવાનો ચાલ નથી તેથી કોઈ હિન્દુનો કાન વિંધેલો જોવામાં આવતો તો તેના ઉપર થુંકતા, તેના કાન કરડી જતા, અગર કાપી નાંખતા તેથી કર્ણવેધ સંસ્કાર વિધિ બંધ પડયો હોય એમ લાગે છે.

એજ પ્રમાણે જાતકર્મ કરતાં વેદધ્વનિ તથા બાઈડીઓ ગીતો ગાતી તેમના અવાજ નીકળતા, તે સાંભળતાંજ મુસલમાન સિપાઈઓ તથા ધર્માચાર્યો કાજી, મોફતી વગેરે જેઓની એ કામ ઉપર નિમણુંક હતી, તેઓ આવી જન્મેલાં છોકરાંને તથા તેની માને તથા જે ઘરમાં તે ગાતાં હોય તથા વેદવાણી બોલતાં હોય તેમને મારપીટ કરતાં હોમનો ધ્વંશ કરતા, તે જગ્યાને ભ્રષ્ટ કરતા તથા ફાવે તો તે જગ્યાએ આવેલા લોકોને પણ વટાળતા. એવી રીતે થયાથી જાતકર્મ થવાનો પ્રસાર બંધ પડયો હોય એમ જણાય છે. એજ રીતે નામકરણ સંસ્કાર પણ બંધ પડયો.

જે જે સંસ્કાર કરતાં ગીત તથા વેદધ્વનીના નાદ જ્યાં જ્યાં ગાજી રહેતા, ત્યાં ત્યાં મુસલમાનોનાં ઝોળેઝોળાં તુટી પડતાં ને વિધિઓ થતાં ભંગાણ પડતું તેથી સોમંતનો સંસ્કાર પણ કેટલીક ન્યાતમાં થતો બીજાઓની સાથે બંધ પડયો છે. તેથી યજ્ઞોપવીત (ઉપનયન) સંસ્કાર કરતી વખતે કેટલાક રજપૂત સિપાઈઓની ચોકી રાખી બંદોબસ્ત કરી વિધિઓ કરવામાં આવતા ને હાલ તેમ થાય છે. તેજ પ્રમાણે વિવાહ સંસ્કાર વિધિમાં પણ બંદોબસ્ત રાખવામાં આવતો. વળી કેટલીક ન્યાતોમાં બબે ચચ્ચાર વરસને આંતરે કરવામાં આવતા ને હાલ પણ તેમ કરવામાં આવે છે. તેનું એક કારણ ઘણા જણાના સાથે વિવાહ થાય ત્યારે ચોકી પેહેરાનો વધારે બંદોબસ્ત રહે તથા મુસલમાનો એવા કામમાં ભારે કર લેતા, તે ભેળા મળીને આ-

પત્રો સુગમ પડે–ને એવાંજ કારણોથી ઘણા સંસ્કારોના વિધિઓ ભેગા કરવાનો ચાલ પડયો હોય એમ જણાય છે ને તેથીજ કેટલાક બંધ પડયા હોય એમ લાગે છે.

સન્યાસ સંસ્કાર સંખ્યાએ કમી થવાના સબબ–માર્તંડ ગ્રંથનો એક શ્લોકઃ—

अग्निहोत्रं गवालयं सन्यासं पलपै तृकं । देवरजे सुतोत्पत्ति कलौपंच विवर्जयेत् ॥

અર્થઃ—અગ્નિહોત્ર લેવું, ગવાલંભ (ગાયનું અવલંબન.) કરવું. સન્યાસ લેવું, પિતૃને માંસના પિણ્ડ આપવા, તથા દીયરથી પુત્ર ઉત્પન્ન કરવો. એ વાનાં કળીયુગમાં વર્જિત કરવાં લખ્યાં છે તેથી સન્યાસી થતાં લોકો અટકયા હોય એમ લાગે છે, પણ ખરૂં કારણ તો એમ છે કે સર્વે અવસ્થામાં આશ્રય થોડો અને શ્રમ તથા દમન વધારે તેથી અવસ્થાના ધર્મ પ્રમાણે વર્તાય નહિ તથા લોકોની શ્રદ્ધા દિવસ જતાં જતાં તે વિધિઓ કરનારા ઉપરથી કમી થઈ ગઈ તેથી ઘેર બેઠાં બેઠાં તેમને આદરપૂર્વક અર્પણ થતું તે આર્જવ થવા લાગ્યુ, તેથી પણ એ ઉપરનો શ્લોક કર્યો હોય. નિષેધ છતાં હાલ સન્યસ્ત લેવાય તે વિષે શ્લોકઃ—

यावद्वेद प्रवर्तते यावत् संध्या न लोपितंयावद् तावद् सन्यस्थ ग्राह्यते ॥

મૃતક સંસ્કાર વિધિ કોઇ એકાંત જગ્યાએ તથા બને તેમ બંધ જગ્યાએ જેમ બને તેમ થોડો વખત લાગે તેમ કરવાની રીત છે. તોપણ મેતની સદ્ગતિ થવા તથા તેના જીવને દુઃખમાંથી છોડાવવા જેટલી વિધિઓની જરૂર તે કરતાં ન્યૂનતા કરવામાં આવતી નથી. ત્યાં ઘણા બ્રાહ્મણોનો જથો મળે છે ને કોઈ પરધર્મી વિઘ્ન કરવાની તજવીજ કરે તો નાનું સરખું બંડ થાય અને ઝાંસા થઈ કેટલાંક ખૂન પણ થાય. સ્મશાન ભૂમિના ઉપર પણ પહેલાં કર લેવાતો.

એવી રીતે બૌદ્ધ મતના ધર્મ તથા રાજ્યને લીધે તથા મુસલમાનો ધર્મ તથા રાજ્યના જુલમને લીધે ૧૬ સંસ્કારોમાંના બાર સંસ્કાર લઘુ લઘુ વિધિએ અગર તેમાના કેટલાકમાં કંઇ વિ િ વગર કરવામાં આવે છે, માત્ર ૪ સંસ્કારો કરવામાં આવે છે. તે પણ બરાબર નહિ એ સંધાનું કારણ મુસલમાની રાજ્ય.

છેલ્લે પરદેશી તથા પરધર્મી રાજ્ય થએથી બ્રાહ્મણોને રાજ્ય તરફથી આશરો મળતો તે બંધ થયો ને તેથી બ્રાહ્મણોનું મહાત્મ્ય ઓછું થયું. મનુ સ્મૃતિમાં બ્રાહ્મણોને વર્તવાની રીત તથા તેઓની સાથે બીજી વર્ણે વર્તવાની રીત જે કહી છે તે સ્વરાજ્યને અનુસરીને તથા સ્વરાજ્યમાં એટલે સ્વદેશી તથા સ્વધર્મી રાજ્યમાં વર્તાય એવીજ છે તે વખતે એમ ધારેલુંજ ન હોય જે બ્રાહ્મી ધર્મ રાજ્ય હિંદુસ્તાનમાંથી જતું રહી પરધર્મી રાજ્ય થશે. ક્ષત્રીઓનું રાજ્ય નાશ પામ્યાથી બ્રાહ્મણોને પોતાના ધર્મ પ્રમાણે ચાલનાં ઘણીજ હરકતો નડી. તોપણ જ્યાં સૂધી તેમનું ચાલ્યું ત્યાં સૂધી પહાડોની કઠણ વન. પર્વતો, નદીઓના પ્રદેશમાં, પોતપોતાના સ્વધર્મે રહ્યા અને અંત સૂધી તેમ વર્ત્યા. રાજ્યાશ્રય જતો રહ્યો તોપણ પોતાની આજીવિકા તથા ધર્મ રક્ષણ સ્વધર્મ ચલાવ્યાં કર્યું

ખેતી કરી, પશુ પાળી તથા ચર્મનાં વસ્ત્ર. તથા જાડાં વસ્ત્રના આચ્છાદન કરી નિર્વાહ કર્યો, પણ ખેતી ઉપર ભારે વેરો તથા પશુને ચરવાને જગ્યા ન રહી, તથા બાળવાનાં લાકડાં ઉપર પણ કર થયા. ત્યારે તેઓને ખેતી, પશુ વગેરે મૂકી દેવાં પડયાં, અને આજીવિકા માટે પોતાનો ધર્મ સ્વતંત્રથી નિર્વાહ કરવાનો તે છોડી દેવો પડી પરતંત્રતાથી નિર્વાહ સોધવાની જરૂર પડી તેથી તેઓમાં ધર્મ પાળવામાં ખામી પડી, તેથી તેઓ કર્મ ભ્રષ્ટ થયા તેથી તેઓએ પોતાનાં કર્મો છોડયાં, અને મુસલમાનોના પેહેરવેશ તથા ખાનપાનાદિ રાખ્યા. કેટલાએક જામા, નીમા, ઝભા, સુરવાળ, અંગરખા, ટોપી, પાઘડી, ભેટ, કમરબંધ વગેરે રાખવા લાગ્યા. તરવાર–બંદૂક ધરતા થયા ને તેમાંજ માન માનવા લાગ્યા. બેઠક પણ તેવીજ, સ્વધર્મ વર્તણુંકમાં પણ ખામી પડી. તે સંસ્કારોમાંના કેટલાક સંસ્કારો બંધ થવાનાં કારણ. પેહેલાના બ્રાહ્મણો ધોતીઆં કે પોતીઆં પેહેરતા તેને બદલે સુરવાળ, લેંગા, પાયજામા, પેહેરતા થયા. શરીર ઉપર એક અંગવસ્ત્ર નાંખતા તેને બદલે જામા, નીમા, અંગરખા, બદન, પેહેરણ, વગેરે પેહેરતા થયા અને એક ઉપવસ્ત્ર રાખતા તેને બદલે રૂમાલ કે ભેટ કમરબંધ, ગલેબંધ વગેરે રાખતા થયા. માથે ફેંટા જેવું લૂગડું વીંટાળતા, તેને બદલે ચાંચવાળી, (પવન નીકળી જાય તેવી) પાઘડી જૂદાં જૂદાં ડોળની ઘાલતા થયા. જોડાને બદલે ઊંચી એડીના તથા મોટી ચાંચવાળા મીરજાઇ જોડા પેહેરતા થયા. મુસલમાન લોકોના સૈયદ, કાજી, મુફતી મોલવી વગેરે ધર્માચારી જેવા પટ્ટીદાર પાઘડીઓનો ડોળ કરી તેવી પેહેરતા થયા. જેઓને ઘોડાપર બેસવાની નોકરી તેઓએ મેહેતાશાહી, પણ મોગલાઈ ઘાટની પહોળા પટાની પાઘડીઓનો ડોળ કર્યો ને જેઓને કંઇ બોજો ઊંચકવો પડે એવો ધંધો તેઓ નીચેથી ઉઢણ જેવી ને ઊપર પહોળી નહિં પણ ભાર મજબૂત રહે તેવા ઘાટની, પહોળી પટીની પાઘડીઓ પેહેરીને મુગલ રાજાને તથા રાજ્યકારભારી નવાબોને રાજી રાખ્યા.

મોગલાઈ રાજ્ય ગયા પછી ગુજરાતમાં મોગલાઈ નવાબોનું તથા મરેઠાનું એકત્ર રાજ્ય થયું, તેમાં ગૂજરાતી બ્રાહ્મણોનું બળ પહેલાં કરતાં વિશેષ થયું ખરૂં, પણ તેઓની રીતરીવાજમાં બૌદ્ધધર્મી તથા મુસલમાની રાજ્યની અસર થઇ જઈ મૂળ સજ્જડ બાઝયાં હતાં તેમાં ફેરફાર થવા પામ્યો નહિ. વળી રાજ્ય મરેઠી રહ્યું તેમાં ગૂજરાતી બ્રાહ્મણોનું ચલણ દક્ષિણી બ્રાહ્મણોથી સર્વ રીતે ઓછું રહ્યું તેથી જે રીવાજ પાછળથી પડેલો તે સર્વ રીતે કાયમ રહ્યો. તોપણ સંસ્કારો કેટલાક ચુસ્ત બ્રાહ્મણો સર્વે રીતે બરાબર કરતા થયા, પણ તે થોડાજ. થોડે ખરચે જે થાય તે કરવાપર ચિત્ત વિશેષે રહ્યું તેથી સંપૂર્ણ સંસ્કાર તથા વિધિઓ સર્વ બરાબર કરતા નહોતા અને ગુરૂને જે દક્ષણા આપવી તથા સર્વ રીતે તેનું ઉદરપોષણ કરવું, તથા આશરો આપવો તેમાં કરકસર થઈ.

મરેઠાનું રાજ્ય ગયા પછી ગાયકવાડી તથા સાર્વભૌમ અંગ્રેજી રાજ્ય થયું, તેમાં જુલમ જરાં નહિં, સર્વેને પોતપોતાના ધર્મ પાળવાની છૂટ, પણ બ્રાહ્મણોનું પેહેલાના કાળમાં બહુ બળ તથા મોટું મેહાત્મ્ય હતું, તેને બદલે એ વખતે કાંઇજ ન રહ્યું. બ્રાહ્મણ પણ વિદ્યાદિ-

માં કેવળ અજ્ઞાન તથા બહુ નરમગા થઈ ગયા. તેઓની વિદ્યા તથા કળા બીજી વર્ણની બરાબરજ નહિં પણ બીજી વર્ણના તેથી ચડીઆતા થયા. રાજ્યને સઘળી પ્રજા સરખી તેથી બ્રાહ્મણોને માનની જગ્યાઓ બીજી વર્ણને પણ મળી, તેઓનો આશરો ગયો અને તે કારણથી ધર્મ, વિદ્યા, જ્ઞાન, સદગુણ અને ઇશ્વરોદ્દેશ નાના કામથી તે હીણા થઈ ગયા. તેથી બીજી વર્ણો કરતાં કેવળ અધમ થઇ ગયા ને ભીખ માગતા થયા. તેઓએ પ્રતિગ્રહ ન કરવાનો ટેક તેમાં ઝંપલાવીને કૂદી પડી તે ટેક ખોયો ને ભીખનો અધમ તથા નીચ–હલકો ધંધો કરવા તત્પર થયા. સર્વ રીતે તેઓએ બ્રહ્મત્વ ખોયું, ઇશ્વિર ભક્તિ તજી તથા સદસદ્ વિચાર ખોયા. કેટલાક તો પોતાનો ધર્મ શો છે તે જાણતા નથી. લોકોને નઠારા ઉપદેશ આપી, વેહેમ ઘાલી તેઓને ઠગવા એમાંજ તેઓ મોટાપણું માને છે, તોપણ હજી કેટલાક બ્રાહ્મણો તે તેઓ પોતે તથા પોતાના પુત્ર–પૌત્રાદિને સંસ્કારો કરી સ્વધર્મે વર્તાવે છે. તેમાં પણ તેઓની આજીવિકા ચલાવે છે, તોપણ પોતાને રાજ્યાશ્રય હતો તેને બદલે કાંઇ પણ હોય તો ઠીક–તે થવાને મુખ્ય સાધન તેઓની (રાજાની) ભાષાનું જ્ઞાન, તે સંપાદન કરવામાં તેઓની સંતતિમાંની થોડીને નાંખી રાજ્યનો કંઈ પણ તરેહનો આશ્રય એ માન–પાન–આબરૂ–ઇજત વગેરે થવાને કારણભૂત હોય છે. તેથી રાજ્યમાંના હરેક ખાતામાં નોકરી ચાકરી મેળવવાની વિદ્યા સંપાદન કરવા તરફ કેટલાક લાગ્યા, તોપણ તેમાંના કેટલાક પોતાની જાતિસ્વભાવની રીત પ્રમાણે (ગૂજરાતી લોકોનો ખરો ધંધો) વાણજ વેપારના ધંધામાં વળગ્યા, પણ વાણજ વેપારમાં તન, મન, ધન ને હામ જોઈએ. તેમાંના કેટલાક અધમ રોજગાર (પણ ખૂંટીએ પોતીઆં) જોખમ વગરના ચાકરી નોકરીનો તે કરવામાં ચિત્ત ઘાલવા લાગ્યા. જોખમ વગરના તો નહિ, કેમકે ખુશીથી અગર નાખુશીથી પણ ધણીનું મન રાખવું જોઇએ. એ મોટો જોખમ છે.

હવે નામકરણ વગેરેમાં જે ન્યાતમાં જે સંસ્કાર જૂદીજ રીતે થાય છે અગર થતા નથી, તે ન્યાતમાં તે સંસ્કાર કેવી રીતે થાય છે તે લખીએ છીએ.

# પ્રકરણ ૩ જું.

## જૂદા જૂદા રૂઢીમાર્ગ.

### સીમંત.

સીમંત, ચૌલ, ઉપનયન, વિવાહ, મૃતક — એ પાંચ સંસ્કારમાં રૂઢીમાર્ગ આવે છે.

નાગરની ન્યાતમાં સીમંત સંસ્કારના કરતાં બીજી ન્યાતિની પેઠે વૃદ્ધ શ્રાદ્ધ કરવાનો ચાલ છે, પણ ગૃહશાંતિ કરવાનો ચાલ નથી. "જવારા" માંડવાનો ચાલ છે–તે ગોરને ત્યાં વાવે છે. માતૃકા સ્થાપન પોતાને ઘેર કરે છે. એ પ્રસંગે સ્ત્રીઓ ગીતો ગાય છે. વડનગરા (ગૂજરાતના) નાગરમાં સ્ત્રીને એટલાંબધાં ઘરેણાં પેહેરાવે છે તે બિચારીથી તેને લીધે ચલાતું–હિંડાતું નથી. તેથી તેણીને

પાલખીમાં બેસાડીને ફેરવવાનો ચાલ છે. મચ્છી ન્યાતોમાં સીમંત સંસ્કાર કર્યા પેહેલાં સ્ત્રી પોતાના સગાને ઘેર વાજતેગાજતે નાવા જાય છે, ને ત્યાંથી આવે એટલે ગોરીમાં અગ્નિ નાંખી વિધિનો આરંભ થાય છે. વેદીમાં વિધિ સ્ત્રીને હાથે થાય છે. તેમાં ગર્ભાધાન વિધિ રીત પ્રમાણે પ્રથમ થાય છે. તેને અંગે બ્રહ્મભોજનનો સંકલ્પ થાય છે. તે પછી પુંસવન સંસ્કારની વિધિ થાય છે. એ પુંસવન એટલે ખોળો ભરવાનું કામ પ્રથમ પાંચમે માસે એટલે પંચમાસીનું પ્રથમ કરેલું હોય છે. માત્ર સીમંતને દહાડે તેની વિધિ થાય છે. એ વિધિ કરતાં સ્ત્રી સાથે પુરૂષ રહે છે, ને એ વિધિને અંગે બ્રાહ્મણ ભોજનનો સંકલ્પ થાય છે. એ પછી સીમંત વિધિનો આરંભ થાય છે તે પેહેલાં નાણંદ પંચમાસીની રાખડી બાંધે છે ને પુત્રની મા થાઓ એવો આશિર્વાદ આપે છે.

સીમંત સંસ્કાર વિધિમાં પુરૂષ પાણીના છાંટા સ્ત્રીના પેઢુપર છાંટી ગર્ભનું રક્ષણ કરે છે. સ્ત્રીનો ચોટલો હોળી શેંથો પાડે છે, અને દીયર અગર ભાણેજ જેને ભુંસટીઓ કહે છે તે સ્ત્રીને કાંટાવતિ, શિશોળીઆંવતિ, અગર ટાંકણીવતિ ઢગરામાં ઘોંચે છે તેથી તેણી ચોંકે છે. એ વખતે ગાણું, વાજીંત્ર વગેરેના ઘોષ થાય છે. નાણંદને ભૂસટીઆને તથા કુ કે બેન શેષ કરે છે, તેને સારી દક્ષણા અપાય છે. ઘરની સ્ત્રી થઇ એટલે ઘરની ધણીઆણી થ તેથી તેનાં પીપરીઆનું ઘર ભરવાની એવાં ગીતો ગાય છે, તથા ગર્ભવતીના કોમળ તથા મિષ્ટ ભોજન તેનાં ભાઇબેન છાનામાના ખાઇ જાય છે તથા તેણીના સસરાસાસુ, નણંદ, જેઠાણી હવે અળગાં થયાં એવાં ગીતો ગવાય છે. સઘળાં કર્મને અંગે સગાંને, ન્યાતને તથા બ્રાહ્મણને ભોજન જમાડવું જોઇએ.

સીમંતને પેહેલે દીવસે તથા તેને આગલે દિવસે સગાને મિષ્ટાંન જમાડવું–તેને વધામણા અથવા ખાટાંવડાં કહે છે. સીમંતને દિવસે ખાવા જમવાનું પછી ન્યાત કરે અગર વેહેવાર કરે, "બીજે દિવસે અગર તેજ દિવસે સીમન્તવાળી સ્ત્રીને પીઅરથી મામેરૂં લઇ જાય છે. તેમાં અન્ન, વસ્ત્ર, રોકડ તથા દાગીના વગેરે તે સ્ત્રીને અર્પણ કરે છે અને થોડું પુરૂષને પણ અર્પણ કરે છે. સીમંત પેહેલાં પુરૂષને સાસરે જમવા તેડે છે અને ત્યાં ચાંલ્લો કરી કાંઇ અર્પે છે. તેમજ સ્ત્રીને પુરૂષનાં સગાં તથા પીએરના સગાં જમવા તેડી જમાડી કાંઇ નાણાં આપે છે. સીમંતના મોસાળામાં પુરૂષના સગાને પેહેરામણી ચાંલ્લો કરી આપે છે. પછી મોસાળીઆને જમાડી તેઓને વીદાય કર્યાં એટલે સીમંતની રીત પૂરી થઇ.

**ચૌલઃ**—ચૌલસંસ્કાર કરતાં વાજતે ગાજતે છોકરાને પિતાને હાથે અસ્ત્રાવડે બે તરફ ડાબે જમણે ખુરપા જેને શીંગડાં કહે છે તે કટાવે છે અને એક–બે શીખા (ચોટલી) રાખે છે, અને તે પછી પેહેલાં વિધિ કહ્યા છે તે પ્રમાણે અસ્ત્રાવડે છાણ વગેરે જે કહ્યાં છે તે રાખી મુંડન કરે છે. તે પછી વાળંદ મુંડન, ખુંટી, ચેરા જે કહેવાય છે તે કાડે છે તે થતાં સ્ત્રીઓ ગાયંન કરે છે, તથા વાજીંત્ર વાગે છે. એ થઇ રહ્યા પછી સચેલ, તેલ સુગંધી પદાર્થો–પીઠી ચોળી છોકરાને નવંડાવવામાં આવે છે. (અંઘોળ કરાવવામાં આવે છે.) તે વેળા છોકરાની મા-

માશી વગેરે "અચોલડી કાશીનાં નીરરે લાડકા અંચોલડી" એ ગીતો ગાય છે ને તે પછી તે છોકરાને વસ્ત્રાલંકાર કરાવે છે, સોનીને બોલાવી તેની પાસે ઘરેણાં ઘલાવે છે. (તે પેહેલાં કાન વિંઘેલા જોઇએ) માટે કર્ણવેધ સંસ્કાર પણ તે દહાડેજ થયો. એમ થઇ તે સંસ્કાર કરવાનો ચાલ નીકળી ગયો હોય એમ સંભવે છે.

**ઉપનયન**:—જનોઈ ચૌલ થયા પછી તેજ સમયે ઘણોખરો કરવાનો રિવાજ છે, તેથી તે છોકરાને ફરી સ્નાન કરાવી વિધિઓ બીજા ભાગમાં કહી છે તે પ્રમાણે કરાવી (જનોઇનો) ગાયત્રીનો મંત્ર ગુરૂ, આચાર્ય તથા મુંજીઓ એ ત્રણ એક વસ્તુનું આચ્છાદન કરી ઉપદેશ કરે છે. મુંજીઓ બ્રહ્મચારી થયો એટલે લંગોટી, દંડ મેખલા બાંધી, દંડને એક પોટલી ખીચડી-ની બંધાવે છે ને તે લઈ માની પાસે ભિક્ષા માગે છે. તેને મા ચાર લાડુ આપે છે તે લઈ આસન ગોમુખી તથા પુસ્તકની પોથી વિદ્યાભ્યાસ કરવા જતો હોય એમ ડોળ ઘાલી બહાર ચકલે સૂધી દોડી જાય છે તેને બડવો દોડયો એમ કહે છે. તેને તેના મામો પકડવા દોડે છે અને કહે છે કે ભાઈ હું તને પરણાવીશ (એટલે બ્રહ્મચારી ન થા.) એવું આશ્વાસન દઈ તેને પાછો લાવે છે. (એજ કારણથી બીજી કન્યા ન મળે તો દક્ષિણી બ્રાહ્મણમાં મામાની કન્યા પરણવાનો ચાલ નીકળ્યો હોય એમ લાગે છે.) એમ થયું એટલે વેદાભ્યાસ તે ઘેરજ કરે છે, પણ હાલ વેદાભ્યાસને બદલે નિશાળે મૂકવામાં આવે છે. કેટલીક ન્યાતમાં ચૌલ થયું કે તરત નિશાળે મૂકવામાં આવે છે તેને નિશાળ ગયણું કહે છે. તેમાં તેને વાજતે ગાજતે ગામડી મેહેતાજીની નિશાળે લઇ જઇ ત્યાં પાટી ઉપર કંકૂ પાથરી "શ્રીગણેશાયનમઃ" એ પદ લખી તે ઘુંટાવે છે તથા બોલાવે છે. તે થયું કે મેહેતાજીને પાઘડી, નિશાળીઆને સીડાઈ, ધાણી વગેરે તથા ઉપમેહેતાજીને શેલું વગેરે અપાવી મુંજીઆને પગે લગડાવી વાજતે ગાજતે ઘેર લાવવામાં આવે છે. એ બ્રહ્મચર્ય, વેદારંભ, વૃત્તારંભ તથા વૃત્તોત્સર્ગ સંસ્કાર થયા.

ઘણીક ન્યાતમાં વેદનું કંઈ શીખવવામાં આવતું નથી, પણ થોડીક ન્યાતમાં આચાર્યને પોતાને ઘેર બોલાવી અગર મુંજીઆને આચાર્યને ઘેર મોકલી સંધ્યા કરતાં શીખવે છે અને વિશ્વાદેવા, રૂદ્રી, અધ્યાય મહીમ્ન, તથા પૂજા શીખવે છે અને તે થયું એટલે આચાર્ય પાસે ન જતાં બીજા કોઈ ગુરૂ પાસે વ્યાકરણ જ્યોતિષ, વૈદક, શીખવા મોકલે છે અગર સરકારી નિશાળે અંગ્રેજી શીખવા મોકલે છે.

એ સંસ્કારોને અંતે બ્રહ્મભોજન કરવા સંકલ્પ થયા હોય છે તે નિમિત્તે કેટલીક ન્યાતોમાં તડ, વ્હેવાર, ઢાળ, ફળીઉં, ન્યાત કે ધોળ જમાડવાનો ચાલ છે. એ ખરચ ન્યાતની તથા ગામની રીત પ્રમાણે થાય છે તેમાં ઓછો થવાના હેતુથી સઘળા સંસ્કાર એકેકાળે કરવાનો ચાલ પડયો હોય એમ પણ સંભવે છે.

ઉપનયન સંસ્કાર કરતાં પેહેલાં ઘણીક ન્યાતમાં સીમંતપેઠે ગ્રહશાંતિ, માતૃકા સ્થાપન, જવારા વગેરે કરવાનો ચાલ છે અને થોડી ન્યાતમાં તે નથી.

બ્રહ્મચર્ય નિવર્તન કર્યા પછી તરત તેના વેવશાળ (વિવાહ)ના ચાંલ્લા થાય તો તે બહુ

ભાગ્યશાળી ગણાય છે, તેથી લોકો તેજ દહાડે ચાંલ્લા થવાની ઉમેદ રાખે છે ને તે વળી વાંકડા, ગુંજા, પેહેરામણી વગેરેનાં બંધન સાથે થાય તો મોટા ખાનદાન, સોળઆના આબરૂદાર, ઝોળામાં ઝડપાવાળા, કુલીન, ખાનદાન, વગેરે ગણાય છે અને વિવાહ મળવાનો જોગ ન હોય ત્યાંસૂધી કેટલાક ઉપનયન કરતા નથી—કે રખેને જનોઈ દીધેલો દીકરો વિવાહ વગર રહી જાય, અને વિવાહ મળ્યો કે તરત (લગ્ન કરવાની તૈયારી કરે છે કે રખેન વિવાહ ભાગે, ફોક જાય, કે તૂટે.) કેમકે બ્રાહ્મણની ન્યાતમાં તેથી જેમ બીજી ઉતરતી ન્યાતોની પેઠે ચાંલ્લા થયા કે ફોક થઈ શકે નહિં તેમ બાશ્ર નથી. માટે રખેન વરકન્યામાંનું કોઈ કાણુંકુબડું, લૂલું, આંધળું, બહેરું, ખોબડું નીકળે તો તેને પરણાવવાની ધાસ્તી ન રહે. કેટલીક ન્યાતમાં જન્માક્ષર બંનેના મેળવી ગ્રહ બેઉના મળતાવિશેક આવે તો વિવાહ મેળવવાનો ચાલ છે, પણ કેટલીક ન્યાતોમાં તો તેમ પણ નથી, પણ મોતાળાની ન્યાતમાં તો લગ્નતિથિજ માત્ર જોઈ ગ્રહ મળતા કે લગ્નના દિવસ ચન્દ્રમા, સૂર્ય તથા બીજા ગ્રહોના સારાપણાની પણ જરૂર રખાતી નથી અને ચાર વર્ષને આંતરે લગ્ન કરવાનો ચાલ થએલો હોય છે તેથી ૩-૪-૫-૬ ૭-૮ વર્ષની કન્યાને તથા વરને પરણાવી દેવાની રૂઢી છે.

ઉપનયન કરવાવાળા મુંજીઆને તેના સગા તરફથી લાડકાલાડુ વગેરે આપવામાં આવે છે તથા તેની મોટી માસી, નાની માસી, બેન, ફોઇ વગેરે તરફથી વાજતે ગાજતે કૂલેકાં આપવામાં આવે છે. તેમાં લોટ, દાળ, ચોખા વગેરે આપે છે અને તેને બક્ષિશ દાખલ ચાંલ્લા કરી કાંઇ પોશાક, નાણાં આપવામાં આવે છે. મામા તથા સસરા તરફથી પાંચે પોશાક, પિતાંબર, પાટલો, આશન, ગૌમુખી, ત્રભાણી, આચમની તથા કંઠી વગેરે અલંકાર આપવાનો પણ ચાલ છે. મામા તરફથી મોસાળું વાજતે ગાજતે મળે છે.

**વિવાહ લગ્ન:**—ઉપનયન એટલે જનોઈ દેવાયું કે તે પછીના વિવાહ સૂધી બીજા સંસ્કારો તેજ સ્થળે તેજ સમયે થાય છે. પછી લગ્ન કરવાનો સમય આવે છે. તે પેહેલાં લગ્ન તિથિ શુદ્ધ જોષિ પાસે જોવરાવી તે સમયને અનુસરતાં કૃત્યો થાય છે. અથાણાં, પોપડ, સેવ, વડી, શાક, શુકવણી, વગેરે જે સાચવી શકાય, ઘણા દિવસ સૂધી બગડે, સળે, અથવા કોહે નહિં તેવાં, જે જે રતમાં જેની ઉત્પત્તિ તે તે વખતે મશાલા સહિત કરી રખાય છે અને સાચવી રાખવામાં આવે છે. લગ્નની વરધ્ર ટુંકી રહે એટલે ઘરબાર વગેરે લીંપી થાપી રંગ વગેરે દેવરાવી ચકચકિત કરવામાં આવે છે. વર કન્યાને પોતપોતાને સાસરેથી પીઠી (સુગન્ધિ તથા પદાર્થો મિશ્ર કરવાને હળધરના આખા ગાંઠીઆ) તેના લોટ જેવા કરી માંહે માખણ, ઘી જેવા ચીકણા પદાર્થો નાંખી પીઠી ચોળે છે તે પાંચ સાત દિવસ સૂધી કરે છે. ભાત (ડાંગર) ખાંડી તેના ઘાણ (એક નાનો ઢગલો) ભરવામાં આવે છે. તે વખતે અને તે પછી જેટલા દિવસ લગ્નના રહ્યા હોય તેટલા દિવસ સાંજ સવાર બાઇડીઓ લગ્ન ગાય છે તે બાઇડીઓને કોઇ ન્યાતમાં સોપારી, કોઈ ન્યાતમાં પૈસા (નાળિએરને બદલે) કે કોઈ ન્યાતમાં કોઈ ઘેર કાંઇ પદાર્થો, જેવા કે ધાતુના વાસણ, કાચના વાસણ, મી-

હાંઈ વગેરેની લાણી સાવામાં આપે છે. એ રીતે રોજ થાય છે. પછી માંડવા મુહૂર્ત, ગણપતિ પૂજા* સહિત થઈ, જેવી જેની શક્તિ તે પ્રમાણે સુશોભિત માંડવો કરે છે. એ માંડવાને ખર્ચ એક રૂપિઆથી લાખ રૂપિયા સુધી થયલો સાંભળ્યો છે. માંહે કાપડ, છત વગેરે જરકોરની, કીનખાબની વગેરે પણ કરેલી સાંભળી + છે. પણ સાધારણ લોકો જેવું મળે તેવું કાપડ લઈ માંડવો કરે છે નહિં તો ઉઘાડોજ રાખે છે. માંડવામાં બિલોરખાનું, હાંડી, તકતા, વાલસેટ, વાલસેટનાં ગુમ્મરો, ગ્લાસ, કોડીઆં વગેરેની રોશની કરવાની સોઈ કરેલી હોય છે. બેસવાની બેઠક ઊંચી ચોરાની કરી હોય અગર નીચેજ હોય અગર પાટીઆં જડેલી હોય, તેમાં ગાદી, તકીઆ અગર કોચ, ખુરશીઓં, બેસવાની બેઠક રાખવામાં આવે છે. નીચે સાદડી, જાજમ, શેત્રંજી, ગાલીચા વગેરે પાથરવામાં આવે છે. વળી કેટલાક માંડવામાં ઉપર ગ્યાલરી કહેરી કરી અગાશી જેવું સ્ત્રી વર્ગને માટે કર્યું હોય છે. એવી રીતે માંડવો સુશોભિત કર્યો હોય છે.

એ રીતે મંડપસ્તંભ આરોપણ મુહૂર્ત પછી ઉકરડી નોતરવાની રીત (ઉકરડે વાજતે ગાજતે જઈ ત્યાં થોડો કચરો નાખવો, અગર નંખાવવો. મતલબ કે ઘરનો કચરો પૂંજો કાહાડી નાખવાને બુહારનારને નોતરૂં દઈ આવવું.) તારકેડે માતૃકા સ્થાપન, જવારા વાવવા, તથા વૃદ્ધ શ્રાદ્ધ કરવાની રીત સર્વ ન્યાતમાં છે. ગૃહ શાંતિની વેદીને માટે ગોરમટી લાવવામાં આવે છે. પણ જે લોકો બીજી વાર લગ્ન કરે અને છુપી રીતે કરે છે તેઓમાં આમાંનું કાંઈ થતું નથી. ગ્રહ શાંતિ થયા કેડે અગર તે પેહેલાં પાગ્નિશ્ચે એટલે લગ્ન નક્કી કરવાના વચન આપવા કન્યા તરફથી વાજતે ગાજતે વરને માટે વસ્ત્રાભૂષણ સાથે કેહેવરાવવામાં આવે છે તે સાજન મંડળમાં વરના બાપને સાત વાર સાત સોપારી આપી બંનેના ગોત્ર તથા ત્રણ પેઢી માતા, માતામહ, પ્રમાતામહ, પિતા, પિતામહ, પ્રપિતામહ, એઓનાં ઉચ્ચારણ થાય છે અને જે આવ્યાં હોય તે ગળ્યાં મોં કરાવી તથા આખાં સોપારી, નાળિએર વગેરે આપી વિદાય કરવામાં આવે છે, તેજ રીતે વરને ત્યાંથી વહુને માટે વસન (વસ્ત્ર) લઈ જઈ સ્ત્રી પુરૂષ વર્ગ સાથે સાજન વરઘોડો કાઢી લગ્ન નિશ્ચય કરવામાં આવે છે તે વખતે નાગરની ન્યાતમાં બ્રાહ્મણ ગૃહસ્થ સર્વમાં સગાં સહોદરને જમણવાર કરવામાં આવે છે. પણ બધી ન્યાતમાં જમણવારનો ચાલ નથી. એ થયા પછી વિવાહ તોડાય નહિં, પણ કેટલીક ન્યાતમાં કેહેવત પ્રમાણે વર માંડવેથી પાછો જાય ખરો. એટલે પરણવા આવેલો પાછો જાય. મિષ્ટાન્ન જમાડવાનો કેટલીક ન્યાતમાં સર્વ પ્રસંગે ચાલ છે અને કેટલીકમાં નથી. લગ્નને બે દિવસ આગમચ મોઢ, ઔદિચ્ય, મોતાળા, ભાઠેલા નાગર સર્વે ન્યાતમાં સગાંવાહાલાં જ-

---

* ગણપતિની પૂજા સર્વ શુભ કામને આરંભે સઘળી વખતે અને સઘળે ઠેકાણે થાય છે. કેમકે ગણપતિનું માથું તેના પિતા મહાદેવે કંઇ આજ્ઞા ભંગ કરવાથી કાપી નાખ્યું તે વખતે તેને વરદાન આપ્યું હતું કે મારા પેહેલાં સઘળે તારી પૂજા થશે.

+ [illegible] રૂપાના બંગડી દીવેલા પણ સાંભળ્યા છે.

માડવાનો ચાલ છે તેને ખાટાંવડાં* કહે છે અને લગ્નને પેહેલે દિવસે પણ કોઇ ન્યાતમાં સાંજ સવાર ને કોઇમાં સાંજે એવી રીતે જમાડવાનો ચાલ છે. તેને વલામણાં (એટલે વહાલાંઓનું આવવુ) કહે છે. એ રીતે જમાડે છે. તેમાં ચોખાનો દુધપાક કે ખીર ન જમાડાય કારણ ચોખા ભાગેલાં હોય છે તે શુભ અવસરે મિષ્ટાન્નમાં ન આવે. એમાં કંસાર, લાબસી, સેવોનો દૂધપાક, પકવાન વગેરે સૂખડી જમાડવાને હરકત નથી. કેટલીક ન્યાતમાં લગ્ન પેહેલાં ન્યાત, તડ અગર સગાને જમાડી વરેડી કરવાનો ચાલ છે. પેહેલાં કરનારા એમ સમજી કરે છે કે લગ્ન વીત્યા પછી પરોણા થઇ જલદી પોતપોતાને રેહેવાને ઠેકાણે જતા રહે તેથી તેને તે લાભ ન મળે તેથી પેહેલે દિવસે અગર બીજે દિવસે આગમજ ભોજન કરે છે અને ગાયન નૃત્ય પણ તેમજ કરાવે છે. પણ પાછળથી ભોજન કરવાં એ યથા વિધિ છે. કેમકે લગ્ન વિધિ સમયે પ્રાયશ્ચિતના સંકલ્પ મૂકાય છે તેમાં બ્રાહ્મણ ભોજન કરવાનો સંકલ્પ મૂકાય છે તે લગ્ન પછીજ જમાડવું વિહિત છે. પણ એ તો ચાલ પડી ગયો એટલે જ્યારે ત્યારે કરવું. (સવરામ વસીનો અધમણીઓ ઝોંસવો તે ઝોંસવો એવું થઈ પડયું છે.) પેહેલેદિવસે કેટલાકમાં ફુલેકું કાઢવાનો એટલે વરઘોડો કાઢી તેમાં વર વહુને ગાડી ઘોડામાં બેસાડી, બીજા સાબેલા કરી, ગામમાં ચકલા બજારે તે ફેરવવાનો ચાલ છે. ફુલેકામાં જનોઇની પેઠ ચોખા, દાળ, લોટ, વગેરે બેન, ફોઈ, માસી વગેરે તરફથી વાસણમાં મૂકી પાત્ર વર્જિત કરવામાં આપવામાં આવે છે. કોઇ ન્યાતમાં વરનું જૂદું ને વહુનું જૂદુંજ ફુલેકું કાઢી વરઘોડો ફેરવવામાં આવે છે. અને કોઈમાં મૂળેજ ફેરવવાનો ચાલ નથી અને એકજ ન્યાતમાં સર્વે જણ ફેરવતા નથી. જે વરનું જૂદુંજ ફુલેકું નીકળે તેને કન્યાના ઘરની નજીકના ચકલે કન્યાની મા કંઈ રૂપા નાણું બક્ષિસ આપી વધાવી લેવાનો ચાલ છે. વધાવવું એટલે ફુલ ચોખાની તેના ઉપર વૃષ્ટિ કરવી અને વધતું આયુરદા માંગવું અને તેના જશ બોલવા, અગર શુભ ચિંતન કરવુ.

લગ્નને દિવસે ગાજતે વાજતે સ્ત્રી વર્ગના ગાયન, વારાંગનાના ગાયન, નૃત્ય સહિત સાજનને મેળવી વરઘોડો કાઢી કન્યાને ઘેર જવાનો ચાલ છે. વરઘોડો કાઢતાં પેહેલાં નાગરની ન્યાતમાં સાસુ, વરને અંઘોળ કરાવી આંખ આંજી પીતાંબર (પોતાના ઘરનો કે સાસરાનો) પેહેરાવી શણગારીને પોતાને ઘેર જઇ લગ્નની સામગ્રી કરે છે. વરઘોડામાં સ્ત્રી પુરૂષ બને વર્ગ સાજનમાં હોય છે. તેમાં જેમાં સાબેલા હોય છે તેઓમાં સાબેલાની સાથે વાજાં તથા સાજન હોય છે તેથી બહુ શોભે છે. વરઘોડો કન્યાને ઘેર પોહોંચે એટલે સાજનના લોકોને પાનસોપા-

---

* ખાટાંવડાં=પડગ્રહ એ છ વડાં એટલે મા બાપ તરફના ત્રણ ત્રણ વડાંનાં વંશનાને જમાડવાં એવો અર્થ દીસે છે. જે વરનું જૂદુંજ ફુલેકું નીકસે તેને કન્યાના ઘરની નજદીકના ચકલે કન્યાની મા કંઇ રૂપાનાણું બક્ષીશ આપી વધાવી લેવાનો ચાલ છે. વધાવવું એટલે ફુલચોખાની તેના ઉપર વૃષ્ટિ કરવી. અને વધતું આયુરદા માંગવું. અને તેના જશ બોલવા, અગર શુભ ચીંતન કરવું.

રી, અત્તર, ગુલાબજળનો છંટકાવ, ફુલ, તોરા, નાળિએર, સોપારી (આખાં) આપી કન્યાના બાપ વિદાય કરે છે ને વરને ઘોડાપરથી અગર ગાડીપરથી ઉતારી કુંભાર વર વરએડું લઈ આવ્યો હોય તેને કંઈ આપો વિદાય કરે છે. પછી વરને તેની સાસુ અરઘે છે (એટલે બે હાથે વધાવે છે.) તેમાં પ્રથમ સૂતર વીંટ ળે છે. (મતલબ કે મારી દીકરી સૂતર કાંતી વસ્ત્ર પૂરાં પાડશે.) પણ લોક કેહેવત એવી છે કે તને કાચે સૂતરે બાંધ્યો તેથી તું મારે સ્વાધિન છે. રવૈ વડે વધાવે છે. (મતલબ કે મારી દીકરી વલોણાં વધાવી તારૂં પોષણ કરશે.) કહેવત કે રવૈવડે મારશે. ધુંસરાવતે અરઘે છે. (મતલબ કે ધુંસરૂં ખેડી તારૂં પોષણ કરશે) કહેવત ધુંસરે મારશે. સાંબેલા વડે અરઘે છે. (મતલબ સાંબેલે ખાંડી તારૂં પોષણ કરશે.) ઘંટીવતે અરઘે છે. (મતલબ દળીને પોષણ કરશે). તરાંકવડે અરઘે છે. (મતલબ કે તરાંકે કાંતી પૂરૂં કરશે.) કહેવતમાં તરાંકે વીંધશે. ઇંડીપીંડીએ વધાવે છે (ઇંડીપીંડી છાણ–છાણાં લાવી તારૂં કામ કરશે. કડબના સળીઆવતે અરઘે છે તેનો પણ એજ અર્થ. પછી વરનું નાક તાણવાનો પ્રયત્ન સાસુ કરે છે, પણ તે તેનાં સગાં થવા દેતાં નથી. (એ નાક તાણવાની રીત વિષે એવું કહેવામાં આવે છે કે તેના નાકપર મેલ રહી ગયો હોય તો લૂછી સારૂ રાખવું.) પછી તે વરને માંડવામાં માયરૂં હોય ત્યાં બાજુ કે માંચી ઉપર પાથરણું પાથરી બેસાડવામાં આવે છે. મોતાળા બ્રાહ્મણની ન્યાતમાં માયરૂં (બાંબુની ચીપનું ગાડીની છત્રીના આકારનું) બાંબુના વાંસની કામડી કે ખપાટની કમાનવાળું કે નવું કર્યું હોય તે ઘરમાં કરવામાં આવે છે ને એ રીતે દક્ષિણી બ્રાહ્મણોમાં પણ ઘરમાંજ કરવામાં આવે છે. તે ઉપરથી પણ મોતાળા બ્રાહ્મણ અસલ દક્ષિણી હશે એ સિદ્ધ થાય છે. બાકીની વિધિ ચોરી આગળ માંડવામાં થાય છે. પછી થોડીવારે કન્યાનો મામો કે તે ન હોય તો મોટો ભાઈ કન્યાને લાવી પધરાવે છે ને વરની સામે બાજઠ કે તેમજ કાંઈ ઉંચે બેસણે બેસાડે છે. બંને વરકન્યાનાં વસ્ત્ર તે વખતે સઘળાં રેશમી હોય છે. કન્યાને ચૂડો નથો પેહેરાવેલો હોય તથા કાંચળી શીવ્યા વગર અમથા દોરા ભરી મૂકેલા હોય તેવી અને સાડી રેશમી હોય તેને પાનેતર કહે છે. વરનો પોશાક પીતાંબર રેશમી, કબાય (અંગરખો) રેશમી, અને પાઘડી સૂતરાઉ હોય છે. એ વસ્ત્ર વરનાં લગ્ન વખત જાણવાને ઘડી માંડેલી હોય છે, (ઘડી તાંબા કે પીતળનો માપનો વાડકો તેની નીચે છિદ્ર હોય તે પાણી ભરેલા વાસણમાં મૂકે તે તે છિદ્રવાટે તે વાડકામાં પાણી ભરાઈને વાડકો જ્યારે ડૂબી જાય ત્યારે ઘડી થઇ કહેવાય.) ઘડીઆળ રાખ્યું હોય અગર ગોરજ લગ્ન હોય તો સૂર્ય અસ્ત પામે ત્યારે અગર સવારનાં લગ્ન હોય ત્યારે ૬૦ શ્લોક જોષી એકેરાગે બોલે તેટલે ઘડી થઇ. એટલે એક પળનો એક શ્લોક એવું માપ ગણે છે તે જોશીઓ બોલે છે. ઘરના છાપરાં ઉપર ચડીને બોલે છે, કારણ સૂર્યનો ઉદય તથા અસ્ત ઉંચેથી બરાબર દેખાય. કન્યાનું મોં બરાબર ઢાંકેલું * હોય. (પણ

* એવી રીતે ઢાંકેલા મોઢાએ લગ્ન કરવાનો ચાલ તેથી કેટલીક ન્યાતમાં ઠરાવેલી કન્યાને બદલે બીજી કન્યા અગર તેવડો છોકરો બેસાડીને ઠગાઈ થએલી છે એવી દંતકથા છે. તેથી ગૂજરાતમાં કહેવત છે કે "નાગરની કન્યા ઉઘાડી કરીને લેવી."

મોતાળા બ્રાહ્મણોમાં દક્ષિણીઓની પેઠે મોં ઉઘાડું ને છૂટો ગોટલો હોય છે.) અને વરકન્યાની વચ્ચે એક વસ્ત્ર ધરવામાં આવે છે તેને અંતઃપટ કહે છે. જ્યારે લગ્ન સમય થાય ત્યારે કન્યાને સૌભાગ્યના પેહેરવાના પદાર્થો તૈયાર રાખવાને ગોર મોઢેથી બોલે છે જે "અંતઃપટ સાવધાન, કાળીગાંઠી સાવધાન, રત્નદીપક સાવધાન, મંગળસૂત્ર સાવધાન, હસ્તમેળાપક સાવધાન, વાજીંત્ર સાવધાન." વગેરે લગ્ન સમયની સામગ્રિ તૈયાર રાખવાને સાવધાન–સાવધાન કરવામાં આવે છે. સમય થાય કે તરત કન્યાનો જમણો હાથ વરના જમણા હાથમાં ગોર આપે અને પકડાવે એટલે વાજીંત્રવાળા વાજીંત્ર વગાડે, દીવો કરનાર દીવો કરે, મા, કન્યાને ગળે કાળીગાંઠી બાંધે અને અંતઃપટ ઝાલનારા તે અંતઃપટ કાઢી લે–એટલે કન્યા વર ઉપર પાનવગેરેની મોઢામાંથી પીચકારી મારે એટલે સ્ત્રી વર્ગ ધોળમંગળનાં ગીતો ગાવા માંડે. નાગરની ન્યાતમાં વેહેવાર્કિન, વ્યંગ બોલી જોડાણાં કરી ગીત કરે છે તે ગાય છે. અગર સાધારણ ગીત જેમાં રૂખમણી વિવાહના લગ્નનાં, મહાદેવ પાર્વતિના લગ્નનાં, સીતા રામના લગ્નનાં જોડી કાઢેલાં ગીતો ગાય છે. પછી ચોરી આગળ વરવહુને એકબીજાને ડાબેજમણે બેસાડી કન્યાદાન માબાપ આપે છે. તેમાં ગોત્રોચ્ચાર કન્યાનો તથા વરનો થઈ ત્રણ ત્રણ પેડીનાં નામ એકબીજા તરફનાં ઉચ્ચારણ થઈ કન્યાનો પાણિ વરના હાથમાં આપે છે, પછી કન્યાની મા વરની આગળ પગે લાગી એક પુરાણોક્ત શ્લોક બોલી કહે છે.

ममोदर समोत्पन्ना यावद्पाणिपोषिता । रत्नकन्यामयादत्तातुभ्यं वरंसमर्पिता ॥ १ ॥ देशो वा परदेशो वा × + × ×

એ શ્લોક બોલી મા કન્યાનો હાથ વરના હાથમાં આપે છે. અગર તેમ આપતી નથી તો હાથ જોડીને ઉભી રહીને ઉપર પ્રમાણે બોલે છે અને દેશપરદેશ તારે સુખે એ સુખી એમ બોલે છે.

એ થયા પછી કન્યા તથા વરને વર્તવાની વિધિ ગોર ચોરીના હોમ સમક્ષ કરાવે છે તેમાં મંગળફેરા, સપ્તપદી વગેરે વિધિઓ છે. મંગળફેરામાં એક પથ્થરની નીશાપ અગર એવા પથ્થર ઉપર ડાંગરની ઢગલી મૂકે છે અને એક ફેરો વર ફરે કે એક ઢગલી ભૂંસી નાંખે છે, વળી તેનો અંગુઠો સાળો પકડે છે. એ રીતે સાત ઢગલી ભુંસી નાંખે છે. તેનો અર્થ એવો કેહેવાય છે જે કન્યાએ સાત તરેહનાં મોટાં પાપ કર્યાં હોય તે હું માફ કરૂં છું. સાત ઢગલા તે સાત મેરૂ પર્વત ગણેલા છે એટલે એવા મેરૂ પર્વત જેવડાં પાપ બાળી નાંખું છું અને એ કન્યાને પવિત્ર કરી સ્વિકારૂં છું એવી મતલબ છે. અંગુઠો પકડવાની મતલબ એમ લાગે છે કે કોઈ કાળે પણ વર તે કન્યાને કંઈ મેણું મારે નહિ એમ હશે અને તેનું દાપું સાળો લે છે. એ વિધિઓની સાથે બીજી વિધિઓ ગોર કરાવે છે. તેની મતલબ વર પાસે કેહેવરાવે છે જે "અહંસાધુ" એટલે હું બ્રહ્મચારી હજીસૂધી રહેલો છું તથા હવે હું સંસારમાં આવી રીતે વર્તીશ. એવી પ્રતિજ્ઞા તેની પાસેથી તથા કન્યા પાસેથી કરાવે છે અને તે અગ્નિ સાન્નિધ્ય એટલે પરબ્રહ્મને પોહોંચે છે.

પછી તે વર તરફનાં સગાં કન્યાનું મો જોવા જાય છે. તેમાં પ્રથમ તેના બાપ, તેની મા, તેની મામી, તથા મામો, કાકી તથા કાકો, ફૂઈ, માસી વગેરે કન્યા તરફનાં વરનું મોં જોવા જઈ તેને કંઇ આપે છે. એ રીતે જેટલાં વરની તરફનાં મોં જુએ તેટલાં જણ કન્યાની તરફનાં જુએ અને સરખું આપવું લેવું થાય * છે. એ રીતે મોં જોવાની ચાલ કોઇ ન્યાતમાં માયરામાં કરવાની પણ હોય છે. બીજી ન્યાતોના બ્રાહ્મણોમાં કન્યા પરણ્યા પછી મોં ઢાંકેલું રાખે છે, પણ મોતાળા બ્રાહ્મણની કન્યા તો સઘળો પોશાક માય ઉઢાડતાં લગી દક્ષિણીજ રાખે છે. દક્ષિણીની પેઠે કાછડી આગલા પાછલી ઘાલે છે તથા ચોળી પેહેરે છે અને માથું ઉઘાડું રાખે છે. જે સોપારી વાગ નિશ્ચય કરતી વખતે વેહેવાઇ વેહેવાઇએ એકબીજાને આપ્યા હોય તે સોપારી એક ધોળા લૂગડાને છેડે કન્યા તથા એક લૂગડાને છેડે વર બાંધે છે તેને અંતરાસન કહે છે. તે સંબંધી વિધિઓ કરતી વખતે વરકન્યાએ એકબીજાના છેડા પોતપોતાના હાથમાં રાખવા જોઇએ એવી રીત છે—એટલે એ મતલબ છે કે જે વિધ કાર્ય કરે તે બીજું ન કરે તો તેણે કર્યું જાણવું.

ગૂજરાતી બ્રાહ્મણ સર્વમાં કન્યાને બાપ તરફ અગર સસરા તરફ ટોડા (પગનાં કલ્લાં), વાળી (નથ, વિંટલી નાકની.) મંગળસૂત્ર (કાળીગાંઠી કંઠની.) ગળાનું તથા ચૂડો (હાથીદાંતનો અગર લાકડાનો સોને મઢેલો અગર સાદો.) એટલાં આભૂષણ તથા પાનેતર (પેહેરવાનું વસ્ત્ર.) તથા કાંચળી, ચોળી તથા કંકુ એટલું તો આપવુંજ જોઇએ.

લગ્નવિધિઃ—ચરભક્ષ એટલે કંસાર ખવડાવે એટલે સમાપ્ત થાય છે. ચરભક્ષ એટલે ચોખા એક ત્રાંબાના વાસણમાં રાંધીને તે એક થાળીમાં કાઢી તેના પાંચ ગ્રાસ (કોળીઆ) કન્યા વરના મોંમાં આપે, અને વર કન્યાના મોંમાં આપે. તે વખતે પણ નાહીધોઈ કન્યાના બાપે વરને નવાડી ધોવાડીને વિધિ પ્રમાણે પ્રથમ કહ્યા મુજબ ગોત્રોચ્ચાર તથા પિત્રોચ્ચાર કરીને કન્યાદાન કરવું. તેની સાંથે વરને બીજું પણ યથામિલિત આપવાનું છે. એ વખતે તથા બીજે કન્યાદાન વખતે સર્વે બ્રાહ્મણોને ગૃહસ્થો સુદ્ધાં કન્યાનું દાન સ્વસ્તિ કહીને લેવાનો ચાલ છે. હવે એ ચાર ભક્ષ કરવાનો ચાલ ઔદીચ, મોઢ, રાયકવાળ, જંબુશ્રીગોડ, ટોળકીઆ, નાગર વગેરે બ્રાહ્મણોની ન્યાતોમાં લગ્નનેજ દહાડે અગર તેને બીજે ત્રીજે કે ચોથે દિવસે કરવાની રીત છે. એ રીત થઇ એટલે વરની જાનને જમાડવાનો ચાલ બંધ થાય છે, પણ અમદાવાદ, સિદ્ધપુર, વીરમગામ વગેરેના વાંકડીઆ તથા ગુંજાના પરો તો તે પછી પણ કબુલાત મુજબ

---

* એ ઉચ્ચાર થવાનું કારણ એ કે એક ગોત્રમાં ચાર પેઢીના સગપણમાં લગ્ન નહિ થાય, કેમકે શાસ્ત્રમાં તે પ્રમાણે થવાનું કહ્યું નથી. ✠ આ ઉપરથી તથા નીચેના શ્લોક ઉપરથી વરકન્યા મોટાં સમજણાં હોવાં જોઇએ એવું અનુમાન થાય છે.

अज्ञातपति मर्यादामज्ञानपति सेवना नोमहानिर्वाणो द्वा रुयेत् पिता बाला-
मज्ञात धर्म शासना ॥

તેણીનો હક છે. જે પુરૂષને ફળ મળે છે તેટલુંજ સ્ત્રીને મળે છે. એ ઉપરથી સ્ત્રી પુરૂષનું જોડું બાંધવામાં કેટલો લાંબો વિચાર કરવો તે સ્પષ્ટ દીસે છે. એ રીતે લગ્નની રૂઢી સમાપ્ત થઈ હવે મૃતક સંસ્કાર રૂઢી કહીએ છીએ.

કોઈ માણસને મૃત્યુ આવવાનો સમય પાસે આવે છે તે તેનાં ગાત્ર ઘણું કરીને દિવસે દિવસે સિથિળ થતાં જાય છે તેથી જણાય છે. તેથી ગરૂડપુરાણમાં તથા બીજા પુરાણોમાં કહ્યા પ્રમાણે કોઈ આતુરસન્યસ્તાવસ્થાની દિક્ષા લઈ સંસાર ત્યાગ કરે છે કે તેની પછી ક્રિયાકર્મ ન થયા તો દોષ નથી એમ સમજે છે. અગર કોઈ તેમ ન કરે તો મોક્ષ, દેવગતિ, સારાં મનુષ્યગતિ–એટલે બીજે અવતારે સારા રાજા વગેરે મોટા સાધુ પુરૂષ થવાની ગતી તથા ભૂત થવાના નિર્વાણાર્થે ધર્મ, દાન, ધ્યાન, તપ, દમન, (અપવાસ વગેરે) કરે છે. પુણ્યશુદ્ધિ કરે છે, વિષ્ણુપૂજા કરે છે, જળાશય વગેરે ધર્મનાં કામ કરે છે, ભજન કીર્તન કરે છે, નવધા ભક્તિ કરે છે, પાપ, કર્મ દોષ નિવારાણાર્થે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સાધુસંત અતિથિ સન્યાસી વગેરેને અન્નદાન, બ્રાહ્મણ ભોજન કરે છે. ગૌદાન, ભૂમિદાન, અશ્વદાન, રથદાન, હસ્તિદાન, વસ્ત્રદાનવગેરે દાન આપે છે. કરેલા પાપનો નાશ‡ થાય અને અસદ્ગતિ મટી જઈ સદ્ગતિ પ્રાપ્ત થાય તે માટે કેટલાએક તિર્થયાત્રા કરે છે, કેટલાએક કથા, પુરાણ, ભગવતગુણાનુવાદ કરે છે તથા શ્રવણ કરે છે. વગેરે અનેક રીતના ધર્મ પુણ્ય કરે છે કે તેણે કરીને સદ્ગતિ થાય ને મરણ શુદ્ધ થાય. વ્યાધિ, રોગ, દોષની પીડા ન નડવાને દાનદાનાદિ બહુ કરે છે, જપ તપાદિ કરે છે અને સુચળ જ્ઞાની બ્રાહ્મણો જે તેમાં સમજતા હોય તેવા પાસે કરાવે છે. આંધળા લૂલા વગેરેને અન્નદાન તથા તેવાઓને માટે ભિક્ષાગૃહ કરે છે અને વિદ્યાવૃદ્ધિ સારૂ વિદ્યાલયો કરાવે છે, અને વિદ્યાર્થિઓને આશરો આપે છે–એટલે સાક્ષાત્ વિદ્યાદાનજ દીધા જેવું કરે છે. એ રીતે દાન, ધર્મ, ભક્તિ, ભજન, તાડા, ભોગ સેવાચાકરી કરે છે, જે તેણે કરીને સદ્ગતિ પ્રાપ્ત થાય. ઝાડ રોપાવે છે, પરબડીઆં બંધાવે છે એવી રીતે કે તેથી સદ્ગતિ થાય.

એ રીતે સારી ગતિ થવાને ધર્મનાં કૃત્ય કરે છે. મૃત્યુકાળ પાસે આવતો જાય છે એમ જણાય છે એટલે તે માણસને ક્ષૌર કરાવી ગંગાજળ અગર તેવાં પવિત્ર પાણીએ નવાડી તેની પાસે તેને હાથે તેનો દીકરો અગર સ્ત્રી જે નિકટનું સગુંસંબંધી હોય તે તેનો હાથ ઝાલી દાન અપાવે છે. તેમાં અન્ન, વસ્ત્ર, ગાય, સૈયાભૂમિ, ઘોડા, હાથી, રથ, વાહન, ઘી, તલ, વાસણ જેટલું જેને મળે ને બની શકે તેટલું હાથે અપાવે છે. તેમ બનવાને અવકાશ ન હોય તો તેને, સંકલ્પ મૂકાવે છે ને તે દાનો પાછળથી આપવામાં આવે છે. એ રીતે મૃત્યુનાં ચિન્હ, ડોળા ફાડવા, નાડી બંધ પડવી, હાથપગ તણાવા, મોઢાવાટે બે ત્રણવાર શ્વાસ જઈ તેને ડંડીઆ આપવા, શ્વાસોશ્વાસ બહુ જોરમાં ચાલવો ને તેથી ખભાં હાલી જવાં, મળમૂત્રાદિ શંકા થઈ જવી, મોઢામાંથી બરબોટા આવવા, એવાં એવાં ચિન્હ જણાય એટલે પાસેનાઓ તેને એક

‡ દૂધનું દૂધમાં ને પાણીનું પાણીમાં ગયું તેવી દૂધવાળાની કેહેવત પ્રમાણે થાય છે. પાપનું ફળ ને પુણ્યનું ફળ જૂદું જૂદું ભોગવવાનું શાસ્ત્રમાં છે તે ખોટું નથી.

પીયર તરફથી રાંડી સાલ્લો કે વસ્ત્ર પેહેરાવે છે ને રડતાં કૂટતાં પવિત્ર જળાશયમાં નાહી કલ્પાંત કરતાં પાછાં મુકામે જાય છે અને ત્યાં રડવાની, છેડા વાળવાની રીત કર્યાં પછી સ્ત્રીઓ પોત પોતાને ઘેર જાય છે. પછી શબ બાળી પુરૂષો આવે છે તેમાં મરનાર કુટુંબીએ દાધાંજળી એટલે પવિત્ર જળાશયમાં અંજળીઓ આપી ન્હાહી વસ્ત્ર પહેરી મરનારને ઘેર રડતા તથા તે સગો કે મિત્ર હોય તો તે પ્રમાણે વદી રડતા રડતા ઘેર આવે છે અને જેણે દાહ મૂકયો હોય તેને સુકું વસ્ત્ર આપીને તેને પહેરાવે છે. પછી તે મઈયિતને બાળવાને સાથે આવનારને પગે લાગી "શ્રમ પડયો તે ક્ષમા કરશો" એમ કહી રજા આપે છે અને સર્વે પોત પોતાને ઘેર જાય છે. પછી મરનાર કુટુંબી મિત્રો તે દહાડે અગર રાત પડી ગઈ હોય તો બીજે દહાડે મરનારનું ઉઠમણું (એટલે પથારી ઉઠાડવી) કરવાને કોઈ જળાશય પવિત્ર સ્થળે જઈ ત્યાં કડવા લીંમડાના પાંદડાં ચાખી કોગળા કરી તથા પોતાનું મ્હો છાયા જળાશયમાં જોઈ મરનારને ઘેર આવી પોત પોતાને ઘેર જાય છે. પછી તેજ દહાડે મરનાર જેના નજીકનું પૂજ્ય હોય તેને ઘેરથી લૂખારો (લુખો આહાર ઘી વગરનો) આવે તે કુટુંબીઓ જમે છે અને મરનારને પિંડ તથા અંજળી તેના પ્રેમનામ વડે આપી તે પિંડ બહાર ફેંકી દે છે તે કાગડા વગેરે ખાય છે. એ રીતે ૧૦ દિવસ ખાય છે.

એ દશ દિવસ સૂધી તેને તીર્થની જગાએ એક એક પિંડ મૂકે છે તેને દશાહશ્રાધ્ધ કહે છે. દશા પછી એકાદશાહ શ્રાધ્ધ થાય છે એવો પ્રચાર છે.

કૃષ્ણ ને અર્જુન જે તેના પરમભક્ત તેના પ્રશ્નો, મોક્ષ મેળવવાના, જે તેના ઉત્તર દઇ માણસોને સંસારની માયામાંથી ચિત્ત કાઢી નાંખી, વેદાંત માર્ગે યોગાભ્યાસે વર્ત્તિ, તલ્લીન થઇને નિર્વાણ પામવાનો માર્ગ કહ્યો છે.

મૃતકની વિધિઓ બીજા ભાગમાં કહી છે, સારાંશ કે મરનારે પોતાની હયાતીમાં ધર્મ, ધ્યાન, સુચલતા, દાન, પુણ્ય, સદાચરણ, દયા, શાંતી, સાધુનાં દશ લક્ષણે, તથા પ્રેમ, નવધા ભક્તિએ વર્ત્તવું. અને મરણ પછી તેના વંશનાઓએ તે નિમિત્તે શક્ત્યાનુસાર પુણ્ય કરવાં એટલે તે મોક્ષ ગતિ પામશે.

---

સોળ સંસ્કારવિધિ તથા રૂઢી ગ્રંથ સમાપ્ત.

# શુદ્ધિ પત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧ | શદ્ર | શૂદ્ર |
| ૪ | ૧૦ | સધી | સુધી |
| ૫ | ૬ | જુદા જુદા | જુદી જુદી |
| ૬ | ૧૪ | તે એ વિષે | એ વિષે |
| ૭ | ૭ | સધી | સુધી |
| ૮ | ૨૦ | ગોમતીપાલ | ગોમતીવાલ |
| ૧૪ | ૧૩ | મચ્છુકાંઠીઆ | મચ્છુકાંઠીઆ |
| ,, | ,, | ૭૩મી પછી ૭૪મી નથી | ૭૪ ચોવીસા |
| ૨૦ | ૧૨ | જે વેદોમાં | વેદોમાં |
| ,, | ૧૪ | વર્ગ | સર્ગ |
| ,, | ૧૯ | ,, | ,, |
| ૨૩ | ૨૫ | દખનું | દુઃખનું |
| ૨૮ | ૧૩ | स्त्रस्थाय | स्वस्थाय |
| ૩૨ | ૮ | वींरवती | वीरवती |
| ,, | ૧૯ | અંતરક્ષ | અંતરિક્ષ |
| ,, | ૨૬ | ચક્યા | ચૂક્યા |
| ,, | ૨૩ | હુ | હું |
| ૩૫ | ૨૩ | તેનાં | તેમાં |
| ૩૬ | ૧૪ | યજુવેદના | યજુર્વેદના |
| ૩૭ | ૭ | वन्तर | व्यन्तर |
| ૩૮ | ૩ | કણબો | કુણબો |
| ૩૯ | ૧૯ | ઉપનર્ગોના | ઉપસર્ગોના |
| ૪૧ | ૨૪ | પ્રાસે | પાસે |
| ,, | ૨૭ | ભીંજવવાં | ભીંજવવા |
| ૪૨ | ૧૮ | યજીર્વેદ | યજુર્વેદ |
| ૪૫ | ૨૨ | પર્વજ | પૂર્વજ |
| ૪૬ | ૧૪ | શદ્ર | શૂદ્ર |
| ૪૮ | ૮ | તે મારૂં | તેં તારૂં |
| ,, | ૨૦ | रवस्थाप्य | स्वस्थाप्य |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૯ | ૯ | મ્યમ્ય | મમ્યા |
| ૫૧ | ૨૫ | તેજરવી | તેજસ્વી |
| ૫૨ | ૩ | इण्डं | दण्डं |
| " | ૧૪ | સમિદીધાન | સમીદ્ધીધાન |
| " | ૨૨ | મેધાદ | મેધાદિ |
| ૫૩ | ૨૦ | સધી | સૂધી |
| ૫૫ | ૨૫ | છે | છો |
| ૫૬ | ૮ | કરવા | કરવાં |
| ૬૦ | ૧૨ | અટલે | એટલે |
| ૬૧ | ૧૮ | ऋत्यिजः | ऋत्विजः |
| ૬૨ | ૨૬ | સિન્ધે | સિન્ધુ |
| " | ૨૭ | તયા | તથા |
| " | " | કરનારી | કરનાર |
| " | ૨૮ | સર્યાદિ | સૂર્યાદિ |
| ૬૩ | ૨ | બધ | બધા |
| " | ૭ | પરં | પૂરં |
| " | " | આપી દ | આપી દેવુ |
| " | ૮ | છટી | છૂટી |
| ૬૫ | ૪ | પાછડી | પાધડી |
| " | ૫ | બહુસ્પતે | બૃહસ્પતે |
| " | ૬ | ચ્છદિશસિ | ચ્છદિરસિ |
| ૬૬ | ૨૧ | કુમચ્ચ | કુંમચ્ચ |
| ૬૮ | ૧૭ | આદિવો | આદિ |
| " | ૧૮ | દવાં | દેવાં |
| ૬૯ | ૧૩ | સધી | સૂધી |
| " | ૧૯ | એઓથી | એ |
| " | ૨૫ | કન્યાના | કન્યાનાં |
| " | ૨૯ | કેતું | જનું |
| | | ગૃહસ્થાશ્રમના | ગૃહસ્થાશ્રમનાં |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૧૭ | પરમેશ્વે | પરમેશ્વર |
| ૩૪ | ૬ | જગત | જગત્ |
| ૮૩ | ૧ | વિદ્વાનો | વિધાનો |
| ,, | ૩ | છપ છપ | છપ |
| ,, | ૧૬ | તેને | તને |
| ,, | ૧૯ | કર્ગી | કર્ગાં |
| ,, | ૨૭ | કરે | કરે |
| ૮૪ | ૧ | હુ સ્ત્રી | આ સ્ત્રી |
| ,, | ૨ | પામ્યા | પામ્યાં |
| ,, | ૧૫ | પ્રત્યાદિ | પત્યાદિ |
| ,, | ૨૫ | તેમાં | તેના |
| ,, | ,, | દષ્ટિ | દષ્ટિ |
| ,, | ૨૧ | ઉત્તમચરણ | ઉત્તમાચરણ |
| ૮૫ | ૭ | વાસણકુશણ | વાસણકુસણ |
| ,, | ૮ | શીસવાળા | શીસવાળાં |
| ,, | ૧૫ | તેવા | તેવાં |
| ૮૪ | ૧૭ | આ સ્ત્રીને | તે આ સ્ત્રીને |
| ૮૬ | ૨ | રાખવા | રાખવાં |
| ,, | ૩ | પોતે | પોતાને |
| ,, | ૧૨ | ઘર×આશ્રમ | ઘર+આશ્રમ |
| ,, | ૨૪ | કર્મકાંડી | કર્મકાંડીએ |
| ૮૮ | ૮ | ગૃહસ્થે | ગૃહસ્થ |
| ૮૯ | ૩ | ગ્રાસાન્ | ગ્રામાન્ |
| ,, | ૨૬ | પૂર્વાશ્રમના | પૂર્વાશ્રમના |
| ૯૦ | ૨૧ | ચર્યાશ્રમ | આચાર્યાશ્રમ |
| ,, | ૨૪ | પરમાત્મા | પરમાત્માને |
| ,, | ૨૮ | ત્યાંસથી | ત્યાંસૂધી |
| ૯૧ | ૯ | લોકે | લોકો |
| ૯૨. | ૭ | વર્ત્તતે | વૃત્તંતે |
| ,, | ૧૦ | કસુંબાના (ગેરૂના) | કસુંબાનાં (ગેરૂનાં) |
| ,, | ૧૭ | દાઢી | કાઢી |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૯૩ | ૨૮ | જાય એક | જાય તે એક |
| ૯૪ | ૩ | તેમ | તે |
| " | ૨૪ | ષ્ટપદ્રાજ્યં | વૃષદ્રાજ્યં |
| ૯૬ | ૮ | વર્ગ | સર્ગ |
| " | ૧૨ | (વગ ૨૧) | સર્ગ ૨૧ |
| ૧૦૧ | ૫ | કૂપાદ્રિમાં | કૂપાદિમાં |
| " | ૨૨ | ત્યાં સધી | ત્યાંસૂધી |
| ૧૦૩ | ૧૭ | જૈમમત્તી | જૈનમત્તી |
| " | ૧૮ | મહામત્ય | મહાત્મ્ય |
| ૧૦૪ | ૪ | પર્વેના | પૂર્વેના |
| " | નોટમાં | પ્રવર્તતાવવાં | પ્રવર્તાવવાં |
| ૧૦૫ | ૮ | ખણેખોચરે | ખૂણેખોચરે |
| " | ૧૩ | કે રખે | કેમકે રખે |
| ૧૦૭ | ૧૬ | જેવા | જેવી |
| " | ૨૧ | પધી | પછી |
| ૧૦૮ | ૪ | ઇશ્વરોદેશ | ઇશ્વરોદ્દેશ |
| " | ૩૦ | પહેરાવે છે | પહેરાવે છે કે |
| ૧૦૯ | ૩ | આરભ | આરંભ |
| ૧૧૦ | ૨૬ | સંકલ્ય | સંકલ્પ |
| ૧૧૧ | ૩ | ઝોળામાં ઝડપાવાળા | ઝોળીમાં ઝડપાવાવાળા |
| ૧૧૨ | ૨૧ | તે | તેને |

21914

